"આ નાટકની ગુણસમૃદ્ધિ જગજાણીતી છે. આની વિશેષતા તેમાં મૂર્ત થતા જનજીવનમાં છે. કૃતિનું વસ્તુવિધાન [illegible] લાંબું પથરાયેલું અને વિશૃંખલ છે છતાં અંદરનો [illegible] ઘણો [illegible] છે. નાટકનો પ્રતિનાયક શકાર [illegible] નાટકોનાં મહાન પાત્રોમાંનું [illegible] છે. [illegible] ભીરુતા, ઉપહસ[illegible] [illegible] વાર્તાની ઘટના[illegible] [illegible] રાજ્યતંત્ર કેવું [illegible] વર્ચસ્વથી જણાઈ આવે છે. [illegible] [illegible]દત્ત અને ઉજ્જયિનીના [illegible] વસન્તસેના [illegible] પરંતુ સૌમ્ય મ[illegible] [illegible] છે. ધનિક ચારુદત્તની [illegible] એ [illegible] કરુણરસ પ્રગટાવે છે. અને એ દરિદ્રતાના [illegible] વસન્તસેનાની પ્રીતિ [illegible]રેખાવાળી વિદ્યુત[illegible] જેવી મધુરમધુર [illegible] એ [illegible]ભીઓનો [illegible], અને ચારુદત્ત[illegible] [illegible] પ્રસંગ ઊભાં કરતાં [illegible] [illegible]ભડાકાનું ઘમસાણ બની [illegible] છે. [illegible] એ વાદળોને વિખેરી [illegible] ચારુદત્ત[illegible] સંબંધ રાખતાં પાત્રો[illegible]સેના[illegible]ખને [illegible] વિશિષ્ટ મહત્ત્વનું છે. એ [illegible] [illegible]ના [illegible]રથી તો આખા નાટક[illegible] [illegible] થયું છે. ચારુદત્તની દરિદ્રતાનો રંગ ઘેરો કરવામાં, તથા વસન્તસેનાની પ્રીતિને વ્યક્ત થવાનો પ્રસંગ પૂરો પાડવામાં [illegible] નાટકને અંતે ચારુદત્તના ભાવિ ક્ષોભને પ્રગાઢ [illegible]નાવવામાં, તેમજ એક બાળકના સહજ આચરણના રમણીય ચિત્ર તરીકે રોહસેન બહુ રમણીય અને કાવ્યમય ભાગ ભજવે છે."

# મૃચ્છકટિક

( શ્રી શૂદ્રકકવિવિરચિત )

મૂળ પરથી અનુવાદક અને સંયોજક

સુન્દરમ્



પદ્મ પ્રકાશન : મુંબઈ

આ નાટક અમદાવાદ એલિસબ્રિજ આરોગ્યસમિતિના ચોથા ઉત્સવસપ્તાહના
ઉપક્રમથી અમદાવાદમાં ૧૦ સપ્ટેમ્બર ૧૯૪૩ ને રોજ ભજવાયું હતું.



પહેલી આવૃત્તિ : ઑગસ્ટ ૧૯૪૪

મુદ્રક: વી. આર. સાવંત, એસોશીએટેડ એડવર્ટાઇઝર્સ ઍન્ડ પ્રિન્ટર્સ લિમિટેડ
૫૦૫, આર્થર રોડ, તારદેવ, મુંબઈ ૭

પ્રકાશક: મોરારજી પદમસી, પદ્મ પ્રકાશન લિમિટેડ, લક્ષ્મી બિલ્ડિંગ, ત્રીજે માળે,
ફિરોઝશાહ મહેતા રોડ, કોટ, મુંબઈ ૧

શ્રી રસિકલાલ છોટાલાલ પરીખને

અમને તમે સંસ્કૃત નાટકો ભણાવેલાં

તેના સુખદ અને મધુર સ્મરણમાં.

# સુન્દરમનાં બીજાં પુસ્તકો

(કવિતા)

| | |
|---|---|
| **કોયા ભગતની કડવી વાણી** | ૧૯૩૩ |
| **કાવ્યમંગલા** (બે આવૃત્તિ) | ૧૯૩૩ : ૧૯૩૮ |
| **રંગરંગ વાદળિયાં** (બાળકાવ્યો) | ૧૯૩૯ |
| **વસુધા** | ૧૯૩૯ |

(વાર્તાઓ)

| | |
|---|---|
| **હીરાકણી અને બીજી વાતો** | ૧૯૩૮ |
| **ખોલકી અને નાગરિકા** | ૧૯૩૯ |
| **પિયાસી** (બે આવૃત્તિ) | ૧૯૪૦ : ૧૯૪૪ |

(પ્રવાસ)

| | |
|---|---|
| **દક્ષિણાયન** | ૧૯૪૨ |

# પ્રાસ્તાવિક

અમદાવાદમાં વસતા કેટલાક સાહિત્યરસિક મિત્રોએ ગૂજરાત રંગભૂમિ પરિષદની કલ્પના અને યોજના પાંચેક વર્ષ ઉપર ઉપાડેલી અને તેમાં ભજવવાને ખાતર જે નાટકો તૈયાર કરવાનાં હતાં તેમાંથી બે નાટકોને સંસ્કૃતમાંથી ગૂજરાતીમાં ઉતારવાનું કામ મારે માથે આવ્યું હતું. એ બે નાટકોમાંનું બીજું 'ભગવદજ્જુકીયમ્' તે વખતે છપાયેલું તથા ભજવાયેલું. નાટકના વસ્તુના પ્રતાપે તથા અભિનેતાઓની શક્તિને લીધે એનો હાસ્યરસ ખૂબ સફળતાથી ખીલેલો. પરંતુ એ બેમાંની પહેલી કૃતિ 'મૃચ્છકટિકમ્' તે વખતે ભજવનારાઓને અભાવે ભજવાયા વગરની રહી. બેએક વર્ષ બાદ અમદાવાદના ઉપનગરનાં યુવાનો એનો પ્રયોગ કરવા તૈયાર થયાં અને એ પ્રયોગની કેટલીક મર્યાદાઓ, આપણા સામાજિક જીવનના પ્રતિબિંબ જેવી, હતી છતાં તે ઘણો સફળ નીવડ્યો. ગૂજરાતની રંગભૂમિના ઇતિહાસમાં, મૃચ્છકટિકનું એ અભિનયન એક સીમાચિહ્ન ગણાવું જોઈએ. ગૂજરાતી રંગભૂમિ ઉપર આ નાટકને કંઈક નવા સંસ્કરણમાં રજૂ કરવાનો પ્રયત્ન ગૂજરાતના કેટલાક શક્તિશાળી નટો તથા વિદ્વાનોના સહકારથી આરંભાયો હતો પણ તે પ્રયત્ન અપરિણત રૂપે જ રહ્યો હતો અને તેથી ગૂજરાતની રંગભૂમિ ઉપર મૃચ્છકટિકને અવતરવાનો યોગ ઊગતા અભિનેતાઓને હાથે થયો. એટલું આ નાટકના ગૂજરાતી ઇતિહાસ પૂરતું.

નાટકનું અભિનયન એ ઘણો વિકટ અને સંકુલ પ્રશ્ન છે. નાટ્યલેખકે રચેલી પાત્રઉક્તિ અથવા અભિનયસંજ્ઞાને કેવી રીતે નટ આકાર આપે છે યા દિગ્દર્શક તેને આકાર અપાવે છે તેના ઉપર નાટકના રસની નિષ્પત્તિ અવલંબે છે. પ્રત્યેક નટ એ નાટકના પાત્રગત વસ્તુનો સ્વતંત્ર ભાષ્યકાર છે. આવી રીતે નટેનટે ભિન્નભિન્ન ભાષ્યો સંભવે છે, અને નાટકના અભિનયનમાં નવી ખૂબીઓ અને ખામીઓ પણ પ્રગટે છે. જૂના વખતનાં નાટકોને આજે ભજવવાનો પ્રશ્ન એથી પણ વિશેષ સંકુલ છે. એમાં માત્ર નાટ્ય વિષયને કેવી રીતનો અભિનય આપવો એ પ્રશ્ન કરતાંય એ સમગ્ર નાટ્યકૃતિને કેવી રીતે રંગભૂમિ

ઉપર રજૂ કરવી એ મોટો પ્રશ્ન બની રહે છે. નાટકની રચના તે તે સમયની રંગભૂમિના વિકાસની સાથે સંકળાયેલી રહે છે. આજના જમાનામાં રંગભૂમિ તથા નાટકની રચનાની કારીગરી બંને ખૂબ વિકાસ પામેલાં છે. આજની રંગભૂમિ ઉપર આજના પ્રેક્ષકને રસાવહ બને તેવી રીતે જૂનાં નાટકોનું વસ્તુ કેટલું અને કેવી રીતે રજૂ કરવું એ કલાભક્ત દિગ્દર્શકનો મોટો ચિંતાવિષય બની રહે છે. અને દરેક અનુવાદક કે સંયોજક પોતાની મતિશક્તિ પ્રમાણે તેમાં વધારાઘટાડા અને સાંધાસૂંધી કરે છે.

મેં અનુવાદેલાં બે નાટકોમાંથી બીજું એકાંકી નાટક એવી સંપૂર્ણ સુરેખ કૃતિ હતી કે તે અસલી અકબંધ રૂપે અતિ સફળતાથી રજૂ થઈ શકી હતી. પરંતુ મૃચ્છકટિકની બાબત જુદી જ હતી. અને મારે માથે તેનો કેવળ અનુવાદ જ નહિ પણ તેના વસ્તુનું પુનઃસંયોજન કરવાનું કામ પણ આવી પડ્યું. એ સંયોજનનો આરંભ મેં કર્યો ખરો, પણ અમે ચારપાંચ મિત્રોએ, શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજી, શ્રી ઉમાશંકર જોષી, શ્રી જયન્તિ દલાલ અને શ્રી બચુભાઈ રાવત ભેગા બેસીને એ સંયોજન ફરીથી વાંચી-વિચારી જોયું અને અહીં જે રજૂ થાય છે તેમાં એ બધાની નાટ્ય વિચારશકિતનો સહકાર પણ રહેલો છે એની સાભાર નોંધ લઉં છું.

મૃચ્છકટિકના નવા સંયોજનમાં મેં મૂળનો રસ, તેના પાત્રોની અસલી રેખાઓ, તેમની ઊર્મિઓ અને મૂળનું વાતાવરણ કાયમ રહે, અને આજની તેમજ તે જમાનાની વિકસિત રસવૃત્તિને ઉદ્વેગ ન થાય તેવી રીતે વસ્તુને ગોઠવવાનો યત્ન કર્યો છે. મૃચ્છકટિકના એક અભિનયનમાં 'દુર્દિન'ના અંકમાં રંગભૂમિ ઉપર મથાળે પાણીના પાઈપ ગોઠવીને ચારુદત્ત અને વસન્તસેના ઉપર સાચેસાચ વરસાદ વરસાવવામાં આવતો મેં જોયો હતો. આવા દાખલાઓ માર્ગ માટે લાલબત્તી રૂપ રહેલા હતા. આપણું નાટ્યશાસ્ત્ર આવાં દૃશ્યોને રંગભૂમિ ઉપર વર્જ્ય ગણે છે. પણ આ તો વીસમી સદીની અને તેય હિંદુસ્તાનની રંગભૂમિ. પરંતુ સંસ્કૃતની અસલ કૃતિ પણ શબ્દેશબ્દ આજે ભજવાય તેમ નથી. મૃચ્છકટિકનું નાટક તરીકે સંસ્કૃતસાહિત્યમાં અનોખું સ્થાન છે, પણ તે તેના કાલિદાસાદિ જેવા કવિઓનાં સુરેખ અણીશુદ્ધ સુસંયોજિત નાટકોના જેવા કલાસ્વરૂપને લીધે નહિ, પણ તેના વિશિષ્ટ વસ્તુતત્ત્વને લીધે છે એમ હું સમજું છું.

મૃચ્છકટિક સંસ્કૃત પરિભાષા પ્રમાણે 'પ્રકરણ' જાતનું નાટક છે.* એનું વસ્તુ લોકસંશ્રયવાળું છે. આજની ભાષામાં કહીએ તો તે મધ્યમ વર્ગ અને આમજનતાનું અને ક્રાન્તિનું નાટક છે. એની ઉભરાતી અનેક થરવાળી પાત્રસૃષ્ટિ અને રોમાંચક બનાવોની પરંપરા એ એની વિશેષતા છે. તેથી એના અંકવિધાનને તથા વસ્તુને વધારે સુગ્રથિત અને અભિનયને વધારે સુગમ નીવડે તેવી રીતે મેં ગોઠવવા યત્ન કર્યો છે.

આ ગોઠવણીમાં મેં નીચેના ફેરફાર કરેલા છે, જે અભ્યાસીને મદદરૂપ થઈ પડશે એમ માની અહીં નોંધું છું. સંસ્કૃત નાટકમાં આવતા શ્લોકો સળંગ અભિનયમાં કેવી રીતે ગોઠવાય એ એ નાટકો ભજવનારનો એક ચિંતનીય પ્રશ્ન છે. ગૂજરાત મહાવિદ્યાલયમાં અમે ભાસનાં એકાંકી નાટકો ભજવેલાં અને તેમાં આવતા શ્લોકોને શ્લોક રૂપે જાળવી રાખ્યા હતા. એવા નાટકની સફળતામાં ત્યારે કંઈ ખાસ વાંધો નહોતો આવ્યો એવું સ્મરણ છે. પરંતુ મૃચ્છકટિકની વાત જરા જુદી છે. એમાં શ્લોકોનું ઘણું પ્રાચુર્ય છે. એના દશ અંકોમાં આશરે ૩૫૦ શ્લોકો છે અને એમાં અર્થનો પ્રસાદ તેમજ ચમત્કૃતિ પણ ઠીકઠીક હોવા છતાં એ શ્લોકોમાં સર્વત્ર કાલિદાસના જેવી મુકતકની અનવદ્ય સુન્દરતા નથી. તેથી મેં નાટકના વસ્તુને પોષક જે જે શ્લોકો હતા તેમને ગદ્યમાં ફેરવી નાખી બાકીનાને લીધા નથી. વળી નાટકના મુખ્ય વસ્તુને પોષક નહિ એવા બે પ્રસંગો, પાંચમા અંકમાંનું વસન્તસેનાના ઘરનું વર્ણન તથા છઠ્ઠા અંકમાંનો વીરક ચન્દનકનો

---

* જુઓ ધનંજયરચિત 'દશરૂપક'માં એની વ્યાખ્યા:

> अथ प्रकरणे वृत्तमुत्पाद्यं लोकसंश्रयम् ।
> अमात्यविप्रवणिजामेकं कुर्याच्च नायकम् ॥
> धीरप्रशान्तं सापायं धर्मकामार्थतत्परम् ।
>
> ... ... ...
>
> नायिका तु द्विधा नेतुः कुलस्त्री गणिका तथा ।
> क्वचिदेकैव कुलजा वेश्या क्वापि द्वयं क्वचित् ॥
> कुलजाभ्यन्तरा बाह्या वेश्या नातिक्रमोऽनयोः ।
> आभिः प्रकरणं त्रेधा संकीर्णं धूर्तसंकुलम् ॥

૩–૩૯ થી ૪૨

ભાગ નથી લીધો. જૂની ઢબે અંકના પ્રારંભની પદ્ધતિ છે તે પણ આજે બિનજરૂરી હોવાથી નથી રાખી. નાટકનાં પાત્રોમાંથી ચારુદત્તની પત્ની ધૂતાને મેં રંગભૂમિ ઉપર આવવા નથી દીધી અને તે પ્રસંગોના વસ્તુને જરૂરી લાગ્યું ત્યાં સૂચિત રૂપે ગોઠવી લીધું છે. આમ કરવામાં આજની એકપત્નીત્વની ભાવનાને આઘાત ન થવા દેવા કરતાં વિશેષ તો રંગભૂમિ ઉપર આવાં બે પાત્રો આજે લઈ આવવાં, પછી તે ગમે તેટલાં પરસ્પર અનુકૂળ હોય, પણ તે ભજવનારાંઓ તથા જોનારાં બંનેને અનુકૂળ ન લાગે એ વિચારને અનુસર્યો છું. આ ઉપરાંત મારા તરફથી કેટલોક ભાગ વસ્તુમાંના રાજ્યપરિવર્તનના અંશને પુષ્ટ કરવા માટે તથા વસ્તુવિધાનના સાતત્ય માટે મેં ઉમેરેલો છે. તે ભાગને કૌંસદ્વારા સૂચિત કર્યો છે. એ સાંધેલું વસ્તુ મૂળમાં કેટલું મળી જાય છે તે પ્રશ્ન રૂપે રહે છે. જેમને એ અનુકૂળ ન લાગે તેમને એટલો ભાગ ગાળી નાખવાની સ્વતંત્રતા છે. વળી કેટલેક સ્થળે મેં ગીતો પણ મૂક્યાં છે. તેમને પણ રદ કરી શકાય છે યા ભજવનાર તેથી વધારે સારાં મેળવીને તેમને બદલી શકે છે.

મૂળના વસ્તુમાં બીજો મહત્ત્વનો ગણાય તેવો ફેરફાર મૂળના દશ અંકોની સાત અંકમાં ગોઠવણી છે. આ અનુવાદમાંનો બીજો અંક તે મૂળનો ત્રીજો અંક છે; અનુવાદમાંનો ત્રીજો અંક મૂળનો બીજો તથા ચોથો અંક મળીને, ચોથો અંક મૂળનો પાંચમો તથા છઠ્ઠો મળીને, અને પાંચમો અંક મૂળનો સાતમો તથા આઠમો અંક મળીને બનેલા છે. પહેલા અંકમાં પણ વસ્તુના સાંધા થોડાક બદલ્યા છે. મૂળ સાથે સરખાવી જોતાં આ ફેરફારનું ઔચિત્ય કેટલું છે તે વાચક જોઈ શકશે.

આ અનુવાદની ભાષા શૂદ્રકના જમાનાના વાતાવરણવાળી નહિ પણ આજના વાતાવરણવાળી લાગે તેવી છે. પરંતુ તેમાં એટલું જ કહેવાનું કે આ નાટકમાં હલકા થરનાં પાત્રો જે કેટલીય જાતની બિનસંસ્કૃત ભાષાઓ વાપરે છે તેનું આમાં ઘણું આછું પ્રતિબિંબ લીધું છે. શકારની તથા બીજાં પાત્રોની ગાળોને તો ખૂબ ગાળીગાળીને જ અહીં મૂકી છે.

આ રીતનો એક ઠીકઠીક મહેનત લીધેલો આ પ્રયોગ અહીં રજૂ કરું છું. બેશક, મૃચ્છકટિકના મૂળને સંપૂર્ણ રીતે સશ્લોક ઉતારતા એક સંસ્કારી અનુવાદની જરૂર ઊભી રહેલી છે, અને એ દિશામાં થયેલા કાર્યરૂપે

૨૪૬૪૭



સ્વ. બાલાશંકર કંથારિયાનો અનુવાદ આપણી પાસે પડેલો પણ છે. પરંતુ મારી પ્રતિજ્ઞા રંગભૂમિને અનુલક્ષીને આ નાટકને રજૂ કરવાની રહેલી છે. એને લીધે મૂળ કૃતિ તેના અક્ષુણ્ણ રૂપમાં રજૂ નથી થતી એ એક આમાં ઊણપ છે, તો ભજવનારને માટે તથા સામાન્ય વાચકને માટે આમાં વધારે સુગઠિત, સુશ્લિષ્ટ અને સાતત્યવાળી કૃતિ આમાંથી મળે એવો સંભવ છે એ આનો લાભ છે અને એ વિશ્વાસથી આ કૃતિને પ્રસિદ્ધિમાં મૂકું છું.

આ નાટકની ગુણસમૃદ્ધિ જગજાણીતી છે એટલે તે વિષે મારે બહુ કહેવાનું નથી રહેતું. ઉપર મેં જણાવ્યું તે મુજબ આની વિશેષતા તેમાં મૂર્ત થતા જનજીવનમાં છે. કૃતિનું વસ્તુવિધાન સહેજ લાંબું પથરાયેલું અને વિશૃંખલ છે છતાં અંદરનો રસગર્ભ ઘણો સમૃદ્ધ છે. નાટકનો પ્રતિનાયક શકાર – રાજાનો સાળો જગતનાં નાટકોનાં મહાન પાત્રોમાંનું એક મહાન પાત્ર છે. એની મૂર્ખતા, ભીરુતા, ઉપહસનીયતા છતાં તેનું પ્રપંચભર્યું વર્તન વાર્તાની ઘટનામાં અણધાર્યા પલટા લાવે છે. સડેલું રાજ્યતંત્ર કેવું હોઈ શકે તે આ પાત્રના વર્ચસ્વથી જણાઈ આવે છે. નાટકનો ધીર-પ્રશાન્ત નાયક ચારુદત્ત અને ઉદ્યૌવના મધ્યા નાયિકા વસન્તસેના તીવ્ર નહિ પરંતુ સૌમ્ય પ્રણયનાં મનોહર આધાન બનેલાં છે. ધનિક ચારુદત્તની દરિદ્રતા એક જાતનો ભવ્ય કરુણરસ પ્રગટાવે છે. અને એ દરિદ્રતાના શ્યામ ઘનમાં વસન્તસેનાની પ્રીતિ સુવર્ણરેખાવાળી વિદ્યુતના જેવી મધુર-મધુર ઝબૂકે છે. એ પ્રેમીઓનો વિચ્છેદ જગવતાં, અને ચારુદત્તના વધ સુધીનો અત્યંત ક્ષોભકારક પ્રસંગ ઊભાં કરતાં ષડ્યંત્રો જામેલાં વાદળોના કડાકાભડાકાનું ઘમસાણ બની રહે છે. પણ અંતે દૈવ એ વાદળોને વિખેરી નાખે છે. ચારુદત્તની સાથે સંબંધ રાખતાં પાત્રોમાં રોહસેનનું આલેખન બહુ વિશિષ્ટ મહત્ત્વનું છે. એ બાળકની માટીની ગાલ્લીના ઉપરથી તો આખા નાટકનું નામકરણ થયેલું છે. ચારુદત્તની દરિદ્રતાનો રંગ ઘેરો કરવામાં, તથા વસન્તસેનાની પ્રીતિને વ્યક્ત થવાનો પ્રસંગ પૂરો પાડવામાં, તેમજ નાટકને અંતે ચારુદત્તના ભાવિ ક્ષોભને પ્રગાઢ બનાવવામાં, તેમજ એક બાળકના સહજ આચરણના રમણીય ચિત્ર તરીકે રોહસેન બહુ રમણીય અને કાવ્યમય ભાગ ભજવે છે.

આ નાટકમાં મૈત્રી, વફાદારી અને ગુણદર્શિતાનું તત્ત્વ એ બીજું ધ્યાન ખેંચનારું તત્ત્વ છે. ચારુદત્તનો મિત્ર મૈત્રેય હસાવવાનું તો સુંદર કામ કરે જ છે. પરંતુ મૈત્રીની હૂંફ કેવી હોઈ શકે, મિત્રભાવ કેટલી પ્રગાઢતા સાધી શકે તે તેના દ્વારા વ્યક્ત થાય છે. ચારુદત્ત અને આર્યકનો મિત્રભાવ, જુગારીઓની મૈત્રી, સંવાહકની, શર્વિલકની, મદનિકાની કૃતજ્ઞતા એ બધું સામાજિક જીવનની મીઠાશની ફોરમ આપે છે. અને ગાંડો થયેલો હાથી તથા જુઈની સુગંધવાળો ઉપરણો એ પણ નાટકના વસ્તુમાં ઓછો ભાગ નથી ભજવતાં.

નાટકની બહુવિધ પાત્રસૃષ્ટિ, એના ચાણ્ડાલો, એના ચોકીદારો, એના ચોરો, વિટો, ન્યાયાધીશો, જુગારીઓ, નોકરો, દાસીઓ, એક વિશાળ જનજીવનમાં આપણને લઈ જાય છે. નાટકનાં દશ્યો થોડાં છતાં એટલાં જ સમૃદ્ધ છે. ચારુદત્તનું પોતાનું ઘર કવિની વાસ્તવસ્પર્શી કલ્પનાશક્તિનું ઉત્તમ સર્જન છે. રાજમાર્ગ, ઉદ્યાન, ન્યાયાલય, ઝરૂખા, એ બધું આખા નગરના જીવનના ધબકારા અનુભવાવે છે. નાટકમાં આવતી ઋતુઓ, રાત્રિ અને ચંદ્ર, ગ્રીષ્મ, વર્ષા આદિ પણ કવિએ અતિ કોમળ અને કલ્પનાશીલ રીતે આલેખ્યાં છે.

આવી રીતની ઊભરાતી જનસૃષ્ટિ; તેના નીચલામાં નીચલા થરથી માંડી ઊંચામાં ઊંચા થર સુધીમાં વ્યાપેલા જીવનની કેટલીક ગહન ઊર્મિઓ; ત્યાગ, સમર્પણ, ઉદારતા, મહાનુભાવિતાના ગુણોમાં વહેતી માનવહૃદયની ભવ્ય સમૃદ્ધિ તથા હતાશા, દારિદ્ર્ય, દીનતા, કટુતા, કુટિલતા અને પામરતાના પંકિલ થરોમાં વહી જતાં જીવનનાં વહેણો : એ બધું મળીને આ નાટકની અસામાન્ય અને અનુપમ સૃષ્ટિ બને છે. પ્રાકૃત માણસના હૃદયની સાથે રહીને છતાં તેનાથી ઊંચેઊંચે ઊડતું જીવન અહીં જીવાય છે. વેશ્યાજીવનના પંકમાંથી વસન્તસેના જેવી સ્ત્રી પુરુષના શુદ્ધ ગુણો પ્રત્યે મુગ્ધ બની, દારિદ્ર્યને પોતાના પ્રેમથી અજવાળતી મહામૂલો 'વધૂ' શબ્દ મેળવે છે. આ અને આવાં બીજાં ઘણાં તત્ત્વો આ નાટકને જગતના નાટ્યસાહિત્યમાં નામાંકિત કરવામાં કારણરૂપ છે.

ઉપર કહ્યું તેમ નાટકનું વસ્તુવિધાન સહેજ વિશૃંખલિત છે છતાં તેના વસ્તુની છે તેવી ગૂંથણીમાં પણ કવિની દક્ષતા ઓછી નથી. આટલા

બહુલ પાત્રસમુદાયનો જે રીતે કવિએ વિન્યાસ સાધ્યો છે; જુગારીઓ, ચંપીકારો, ચોરો, સેવકોને જે રીતે નાટકના વસ્તુને વિકસાવવામાં વણી લીધા છે; રત્નાવલી, અલંકાર, માટીની ગાડી, ઉપરણો આદિ સ્થૂલ પદાર્થોનો અવલંબ લઈ તેના ઉપર વસ્તુનો વિકાસ તથા ઊર્મિની જમાવટ જે રીતે સાધી છે; અને વસન્તસેનાના ચારુદત્ત પ્રતિના પ્રથમ અભિસારથી માંડી તેના અંતિમ અભિસાર સુધીની જે ઘટનાઓ છે તેનો જે ક્રમેક્રમે વિકાસ કર્યો છે તે એક સૂક્ષ્મ કળાકારની સમૃદ્ધ સર્જક શક્તિનો પરચો આપે છે. આ બધામાંથી યે એક આકાર તો ઊભો થાય જ છે. એ આકાર શાકુન્તલ જેવો પાસાદાર ભલે ન હોય છતાં તેને એની પોતાની રમણીયતા તો છે જ. અને એ જરા લાપરવાહીથી જાણે ઘડાયો છે છતાં જે ધાતુમાંથી તેની રચના થઈ છે તે સાચું સોનું છે એમાં શંકા નથી. અને એ સુવર્ણતા આ કૃતિની ચિરંતન સમૃદ્ધિ છે. સૈકાંઓથી આ નાટક હિંદમાં અત્યંત લોકપ્રિય કૃતિ બની રહ્યું છે. પશ્ચિમનું જગત હિંદને પિછાનતું થયું ત્યારથી આ કૃતિની વિશેષતા ઉપર સવિશેષ મુગ્ધ રહેલું છે. આજનું સુશિક્ષિત હિંદ પણ એની કદર ઓછી નથી કરતું. પરંતુ આ જનજીવનના નાટકે જનજીવનની સાથે તેના શક્ય તેટલા શુદ્ધ રૂપે હજી વિશેષ પ્રમાણમાં સંપર્ક મેળવવાની જરૂર ઊભી છે. એ હેતુ સાધવામાં આવા સંયોજનના પ્રયત્નો, તથા તેથી યે વધુ તેના અભિનયનના પ્રયત્નો સહાયરૂપ થઈ પડશે એવી આશા છે. અને એ રીતે સમગ્ર જીવન સૈકાંઓના અંતરને વટાવી, કોક સૈકાંજૂના કવિના શબ્દોદ્વારા સૈકાં પછીની આતુર આંખોદ્વારા ક્ષણેક્ષણ વિલય પામતા જીવન પાછળના કોક સનાતન જીવનનો આસ્વાદ અને આહ્લાદ અનુભવ્યા કરશે.

સુન્દરમ્

# પાત્રો

ચારુદત્ત : દાનથી દરિદ્ર બનેલો મહાધનિક.

મૈત્રેય : ચારુદત્તનો મિત્ર.

દારક રોહસેન : ચારુદત્તનો પુત્ર.

વસન્તસેના : રાજનગરની યુવાન વેશ્યા,
ચારુદત્તના ગુણોથી મુગ્ધ બની તેની બનેલી પ્રિયા.

વૃદ્ધા : વસન્તસેનાની મા.

શકાર : રાજાનો સાળો.

વિટ : શકારનો સુજ્ઞ પરિચારક.

શર્વિલક : ચોર, આર્યકનો એક મહત્ત્વનો સાથી.

મદનિકા : વસન્તસેનાની દાસી અને શર્વિલકની પ્રિયા.

રદનિકા : ચારુદત્તની ગૃહદાસી.

સંવાહક : જુગારી, પાછળથી બનેલો બૌદ્ધ ભિક્ષુ.

માથુર :
દ્યૂતકર : } જુગારીઓ.
દર્દુરક :

કર્ણપૂરક : વસન્તસેનાનો સેવક.

આર્યક : પાલક રાજાને ઉથલાવી પાડી નવો થનાર રાજા,
ચારુદત્તનો મિત્ર.

અધિકરણિક : ન્યાયાધીશ.

શ્રેષ્ઠી :
કાયસ્થ : } ન્યાયાલયના માણસો
શોધનક :

વીરક : નગરરક્ષક.

ચાણ્ડાલો, ચેટો, દાસીઓ ઇત્યાદિ.

# અંક પહેલો

## આમુખ

(નાન્દી પછી સૂત્રધાર પ્રવેશે છે.)

સૂત્રધાર: બસ બસ. આટલું સંગીત બસ છે. નહિ તો શ્રોતાઓનું કુતૂહલ પાછું ઓછું થઈ જશે. (શ્રોતાઓ તરફ.) આપ આર્યમિશ્રો સમક્ષ થોડુંક નિવેદન કરવા ઇચ્છું છું. આ અમે મૃચ્છકટિક નામનું નાટક ભજવવા તૈયાર થયા છીએ. કહે છે એનો રચનાર કવિ શૂદ્રક હતો. અને એ કોઈ ભુખાળવો કવિ નહિ પણ મહાન રાજા હતો. અશ્વમેધ યજ્ઞ કરી તે એકસો વરસ અને દસ દિવસનો થયો ત્યારે તેણે જાતેજ અગ્નિપ્રવેશ કર્યો ને આ પૃથ્વીની રંગભૂમિનો ત્યાગ કર્યો.

પણ હે સજ્જનો! આમાં શું સાચું ને શું ખોટું તે સમજાતું નથી. અને આપણે તો ગોળ સાથે કામ છે ને? એને કોણે તૈયાર કર્યો તેની શોધ તો પુરાતન પંડિતોને સોંપી દઇને સંસ્કૃત જગતમાં અત્યંત લોકપ્રિય એવું આ નાટક ગુર્જરગિરામાં અવતારી તેને આપની આગળ રજૂ કરીએ છીએ.

(પરિક્રમણ કરીને જોઈને.) અરે, સંગીતશાળા તો સૂની પડી લાગે છે. ક્યાં ગયા હશે બધા અભિનેતાઓ? (વિચારીને.) હા, જાણ્યું.

આ ગરીબ રંગભૂમિના નટો ક્યાંક બજારમાં ચણાબણાનો નાસ્તો કરવા ઊપડી ગયા લાગે છે. ચાલ ત્યારે, હું પણ ઘેર પહોંચી કંઇક ખાઈ આવું. આ ગાઈગાઈને ભૂખ તો એવી લાગી છે કે સુકા તળાવમાં કમળકાકડી ફાટે તેમ મારાં અંગ ફાટી રહ્યાં છે. જોઇએ ઘેર કંઈ ગૃહિણીએ નાસ્તોબાસ્તો બનાવ્યો હોય તો.

(પરિક્રમણ કરીને, નિહાળીને.) લો આ આપણું ઘર. કેટલું આશ્ચર્ય! અહીં તો કંઈ નવો જ મામલો દેખાય છે! આ મોરીમાં તો ચોખાના ઓસામણની નદી વહે છે. આ ભોંય પર તો કઢાઈઓ ખેંચીખેંચીને તેમનાં કાળાં બૂંધાંના લાંબાલાંબા લસરકા ચીતરાઈ ગયા છે. જાણે

કોઈ યુવતી સૂરમો આંજીને ન બેઠી હોય! અને આ ઘીની મીઠી સુવાસથી તો ભૂખ છટકે છે માળી! તે આ બધી ઉજાણી શેની થતી હશે? શું કાંઈ દાટેલો ખજાનો જડી આવ્યો હશે? કે પછી હું ભૂખ્યો છું એટલે જ મને બધે ખાવાનું ખાવાનું જ દેખાય છે? સામાન્ય રીતે તો આ સેવકના ઘરમાં નાસ્તાની પણ જોગવાઈ હોતી નથી. અને હું તો ખાઉંખાઉં કરતો આવ્યો છું. અને શું નસીબ આજે! આ એક જણી મસાલો ખાંડે છે, તો બીજી ફૂલ ગૂંથે છે. શું હશે આ તે? લાવ, હવે તો શ્રીમતીને જ પૂછી લઉં કે ભાઈ આ શું મામલો છે. (અંદર જોઈને.) અરે શ્રીમતી! જરા આવશો અહીં?

નટી : એ, આવી!

સૂત્રધાર : ભલે પધાર્યાં!

નટી : લો, ફરમાવો. શો હુકમ છે?

સૂત્રધાર : હુકમ તો શું? છે કંઈ ઘરમાં ખાવાબાવાનું?

નટી : બધું છે!

સૂત્રધાર : શું શું છે?

નટી : પૂરણપોળી છે, ઘી છે, દહીં છે, ભાત છે. આપને માટે બધી અમૃતભરી સામગ્રી છે.

સૂત્રધાર : શું આપણા ઘરમાં આ બધું છે? કે મશ્કરી કરે છે?

નટી : (સ્વગત.) લાવને મશ્કરી જ કરું ત્યારે! (પ્રગટ.) હા. છે, પણ બજારમાં!

સૂત્રધાર : (ક્રોધથી.) એ...મને બનાવે છે!...

નટી : ના, ના, માફ કરો. આ તો સહેજ હસતી હતી.

સૂત્રધાર : ત્યારે ખરેખર આ શું છે તે કહે ને? આ એક જણી મસાલા ખાંડે છે, એક જણી ફૂલ ગૂંથે છે. આ બીજી પચરંગી ફૂલથી રંગોળી ભરે છે!

નટી : આજે તો ઉપવાસ કર્યો છે મેં.

સૂત્રધાર : કેવો?

નટી : અભિરૂપપતિ નામનો. જોઈએ તેવો પતિ મળે તે માટેનો.

સૂત્રધાર : તે આ લોકમાં કે પરલોકમાં ?

નટી : પરલોકમાં.

સૂત્રધાર : જુઓ જુઓ, હે સજ્જનો! આ ઘીગોળ તો મારાં ખરચાય છે ને આ શ્રીમતી પરભવના પતિનું નક્કી કરવા નીકળ્યાં છે!

નટી : અરે, ખમો ખમો જરા. પરભવમાં તમેજ પતિ રૂપે મને મળો માટે આ ઉપવાસ છે.

સૂત્રધાર : (આંખો ફેરવી.) એમ છે ? તો તો ઠીક. પણ આ ઉપવાસ તને કોણે ભેરવ્યો ?

નટી : તમારા પરમ મિત્ર જૂર્ણવૃદ્ધે.

સૂત્રધાર : (સકોપ.) એ લૂંડીના જૂર્ણવૃદ્ધ! પેલો પાલક રાજા નવવધૂની સુગંધિત વેણી કાપી નાખે છે તેમ તનેય કોઈ કાપી નાખે તો કેવું સારૂં થાય!

નટી : ના, ના, ગુસ્સે ન થશો. આ ઉપવાસનું ફળ તો તમનેજ મળવાનું છે ને! (પગે પડે છે.)

સૂત્રધાર : ભલે ભાઈ, ભલે. તો હવે આ ઉપવાસમાં શું કરવાનું છે ?

નટી : આપણા ઘરને શોભે એવો એકાદ બ્રાહ્મણ લઈ આવો.

સૂત્રધાર : બહુ સારૂં. તમે કામ ચલાવો આગળ. (નટી જાય છે. પરિક્રમણ કરીને.) પંચાત છે! આ માલેતુજાર ઉજ્જયિનીમાં અમારા ઘરને શોભે એવો ગરીબ ભૂખ્યો બ્રાહ્મણ તે કયાંથી શોધી કાઢવો ? લો, આ ચારૂદત્તનો મિત્ર મૈત્રેય તો આ બાજુ જ આવતો લાગે છે. જોઈએ. એને જ પૂછી જોઉં. અરે મૈત્રેય, અમારે ઘેર ભોજન કરવા આવશો ને ?

(નેપથ્યમાંથી.) ના, ભાઈ, કોક બીજો બ્રાહ્મણ શોધી લે. હમણાં હું જરા કામમાં છું.

સૂત્રધાર : અરે મજાનું ખાવાનું છે; ને કોઈ બીજો હરીફ પણ નથી, હોં!

## દૃશ્ય પહેલું

મૈત્રેય : (હાથમાં ઉપરણો લઇને પ્રવેશે છે.) કોઈ બીજો બ્રાહ્મણ શોધી લે, ભાઈ! ના, પણ હવે તો મારેય પણ બીજાને ત્યાં નોતરાં શોધવાં પડશે. ઓ અવસ્થા! તું પણ માણસનાં ખરાં માપ કાઢે છે! આ એક વાર ચારુદત્તની સમૃદ્ધિ હતી ત્યારે હું કેવી લહેર કરતો હતો! રાત-દહાડો એલચી ચારોળીથી મઘમઘતા લાડુ જમવા મળતા હતા. ચોકમાં બેઠો હોઉં ને મારી આસપાસ સો સો પતરાળીઓ પુરાયેલી પડી રહેતી. અને ચિત્રકાર રંગનાં કૂડાંમાંથી જરાજરા રંગ લે તેમ જરાજરા દરેકને ચાખીને હું ઠેલી મૂકતો હતો. અને ચૌટાના આખલા પેઠે વાગોળતો વાગોળતો પડી રહેતો હતો. હવે બિચારા ચારુદત્ત ખલાસ થઈ ગયા અને આપણેય હવે ગમે ત્યાં રખડીને આ પેટનો ખાડો પૂરીએ છીએ અને પાળેલા કબૂતર પેઠે સાંજ પડયે માત્ર સૂવાને જ ઘેર આવીએ છીએ. (ઉપરણાને જોઈ.) આ ભાઇબંધ જૂર્ણવૃદ્ધે જૂઈનું અત્તર છાંટીને ઉપરણો આપ્યો છે કે ચારુદત્ત પૂજામાંથી પરવારે ત્યારે એમને આપજે. લો, આ ચારુદત્ત પૂજામાંથી પરવારીને કુળદેવીને માટે નૈવેદ લઈ આવતા લાગે છે.

(ચારુદત્ત અને રદનિકા પ્રવેશે છે.)

ચારુદત્ત : (ઊંચે જોઈ, શોકપૂર્વક નિઃશ્વાસ નાખી.) શી અવસ્થા! આંગણામાં એક વાર બલિ ખાવા માટે હંસ અને સારસો ઊભરાતાં હતાં. આજે તો અહીં ઘાસ ઊગી નીકળ્યું છે ને આ જે થોડા દાણા નાખી શકું છું તે પણ જીવડાંએ કોલી ખાધેલા હોય છે.

(ધીરે ધીરે પરિક્રમણ કરી બેસે છે.)

મૈત્રેય : (પાસે જઈ.) ભાઈ! ચારુદત્ત!

ચારુદત્ત : અરે, મારો સર્વકાળનો મિત્ર મૈત્રેય આવ્યો! આવ, ભાઈ, આવ! બેસ.

મૈત્રેય : (બેસીને.) ભાઈ! આ આપણા જૂર્ણવૃદ્ધે ઉપરણો મોકલ્યો છે, જૂઈનું અત્તર નાખીને. અને કહ્યું હતું કે પૂજામાંથી તમે પરવારો ત્યારે આપવો. તે લો હવે.

(ચારુદત્ત લે છે ને ચિંતાતુર બેસે છે.)

મૈત્રેય: શો વિચાર કરો છો?

ચારુદત્ત: ભાઈ, વિચારવાનું તો શું? દુઃખ પછી સુખ આવે તે તો ઘણું આનંદદાયી હોય છે. પણ સુખ પછી દુઃખ આવે તે તો જીવતાં જ મૃત્યુ આવ્યું જાણે.

મૈત્રેય: ભાઈ, મરણ કે ગરીબાઈ એમાંથી તમને કયું ગમે?

ચારુદત્ત: મરણ. એ તો ઝટ લઈને પતી જાય. અને આ અંત વગરની દરિદ્રતા તો અનંત કાળ ચાલ્યા કરવાની.

મૈત્રેય: ના, ના, એમાં સંતાપ શું કરવા કરવો? તમારી ગરીબાઈ તો જુદી રીતની છે. તમે તો તમારી લક્ષ્મી ગરીબ અને દીનદરિદ્રોમાં વહેંચી નાખી છે. એ ગરીબાઈ તો દેવોને પોતાનું અમૃત પાઈ ક્ષીણ થયેલા બીજના ચંદ્રમાના જેવી છે, સંપત્તિ કરતાંયે વધારે રમણીય છે.

ચારુદત્ત: ના, ના, મને લક્ષ્મી નથી તેનું દુઃખ નથી. પણ જોને, આ મારા ઘરને હવે જાચકો—અતિથિઓ ટાળવા લાગ્યા છે. સુકા ગંડસ્થળવાળા હાથી પાસે ભ્રમરો ક્યાંથી આવે?

(નેપથ્યમાં રોહસેનનો અવાજ.)

[ રોહસેન: મા, મારે રમકડાં એં...એં...મોટો હાથી આપ... ઘોડો આપ...રાજાના જેવો...એં...એં......

આર્યા: બાપલા છાનો રહે. હાથી તો તેં ભાંગી નાખ્યો. ઘોડો ય ભાગી નાખ્યો...

રોહસેન: એં...એં...મને નવાં લાવી દે...નવો હાથી,—નવો ઘોડો...પાલખી...તલવાર......

આર્યા: દીકરા, બધું લાવીશું. કાલે તારા પિતા લઈ આવશે ભાઈ.

રોહસેન: એં...એં...હમણાં જ આપ. એં...એં......

આર્યા: લે, મારો ભાઈ ને! ચાલ લે, બઉઓ આપું.

રોહસેન: લાવ, લાવ!

આર્યા: (સ્વગત.) અરે રામ, ઘરમાં ઘી ય ક્યાં છે ને લોટેય ક્યાં છે ?...લે બેટા, હમણાં મૈત્રેય કાકા લાવશે...ચાલ ઊંઘી જા... હાલો ગાઉં.

હાલ વાલ ને હાલા......

રોહસેન: એં...એં...... ]

ચારુદત્ત: મૈત્રેય, જોયું ? આ દશા ? અરે દૈવ !

મૈત્રેય: ભાઈ, બળી એ નગુણી લક્ષ્મી. જ્યાં એનો કોઈ ઉપયોગ નથી કરતું ત્યાં જ જઈને ઠરે છે. પણ લક્ષ્મી એટલે શું ? આ સવારનો નાસ્તો !

ચારુદત્ત: હા, પણ એ નથી એટલે હવે જાણે લોકોનો સ્નેહ પણ ઓસરવા માંડ્યો છે. મને દુ:ખ તો એનું છે !

મૈત્રેય: એ તો હોય. પણ એવા પૈસાનો ક્યાં લગી સંતાપ કર્યા કરવો ?

ચારુદત્ત: વારુ, આ કુળદેવીને તો મેં નૈવેદ્ય ધરાવ્યું. હવે તું જઈને ચકલામાં માતાઓને પણ નૈવેદ્ય ધરાવી આવ.

મૈત્રેય: ના, ભાઈ, આપણે તો નથી જવાના.

ચારુદત્ત: કાં વારુ ?

મૈત્રેય: એમને શું કરવા ખવાડે ? આટઆટલી પૂજા કરવા છતાંય પ્રસન્ન તો થતીયો નથી. તો એમને પૂજવાનો શો ફાયદો ?

ચારુદત્ત: શો ફાયદો ? અરે, એવું ના બોલાય. ગૃહસ્થો માટે તો આ નિત્યનો વિધિ છે. જા, જા, નૈવેદ્ય ધરાવી આવ.

મૈત્રેય: ના, ના. હું તો નથી જવાનો. મોકલો બીજા કોઈને. આ મારે હાથે તો બધું અવળું જ થાય છે. આરસીમાં જમણું ડાબું થઈ જાય ને ડાબું જમણું થઈ જાય તેમ. અને વળી આ રાતને પહોર

રસ્તા પર ગણિકાઓ, વિટ, ચેટ અને રાજાના લોકો ફરવા નીકળે તે સાપના મોંમાં દેડકું પડે તેમ આપણો તો કોળિયો જ થઈ જાય, બાપ!

ચારુદત્ત: વારુ, બેસ તું. હું મારું ધ્યાન પૂરું કરી લઉં.

(ચારુદત્ત ધ્યાનમાં બેસે છે. નેપથ્યમાંથી હાલા સંભળાય છે.)

હાલ વાલ ને હાલા, મારા પોપટના બોલ કાલા.
હાલ વાલ ને હાલા, તુજને આપું અમરત પ્યાલા.
હાલ વાલ ને હાલા, મારા કુળના દીપક લાલા.

ચારુદત્ત: લે, મેં જપ તો સમાપ્ત કર્યા. મૈત્રેય! જાને હવે, માતાઓને નૈવેદ્ય ધરાવી આવને, ભાઈ!

મૈત્રેય: (શરમાઈને.) જો મને જ મોકલવો હોય તો ભાઈ આપણાથી એકલા નહિ જવાય. આપણી રદનિકાને મોકલો જોડે.

ચારુદત્ત: (સસ્મિત.) ખરો બહાદુર. વારુ, જા આર્યાને પૂછી જો અને કહે કે રદનિકાને કામ ન હોય તો તારી સાથે મોકલે.

મૈત્રેય: ભાઇ, એ તો નવરી જ છે ને? હવે ક્યાં વીસપચીસ જણ જમાડવાના હોય છે! આ તો તમારે જ મને મારી કૂટીને શૂરવીર કરવો છે! કાંઈ બિચારાં આર્યા ના પાડવાનાં નથી!

ચારુદત્ત: હા ભાઈ, હું ખરાબ ને આર્યા સારાં. લે જા.

## દૃશ્ય બીજું

(નેપથ્યમાં.)

ઊભી રહે, વસન્તસેના! ઊભી રહે!

(વસન્તસેના પ્રવેશે છે. તેની પાછળ વિટ, શકાર અને ચેટ પડેલા છે.)

વિટ : વસન્તસેને! ઊભી રહે, ઊભી રહે! આમ કેમ નાસે છે? શિકારીથી બીને ભાગતી હરણી પેઠે, આમતેમ તારી ભયભીત ચંચળ આંખો દોડાવતી.

શકાર : ઊભી રહે, વશન્તશેણિકા, ઊભી રહે. શું કરવા નાસે છે, આમ લથડતીપથડતી? ઊભી રહે. તને નહિ મારી નાખીએ. આ મારું હૃદય તો કામથી બળી રહ્યું છે, જાણે દેવતામાં માંસનો કકડો ના પડ્યો હોય!

ચેટ : અરે, ઊભી રહે, ઊભી રહે. આ ઢેલની ગોડે કેમ નાસતી જાય છે? આ અમારા ભટ્ટારક શકાર કૂકડાની ગોડે તો તારી કેડે ધ્રોડે છે.

વિટ : વસન્તસેના! ઊભી રહે! ઊભી રહે! શા માટે નાસે છે? આ કોમળ કેળની જેમ તું કાંપી ઊઠી છે. તારું લાલ વસ્ત્ર તો ફરરફરર ઊડે છે.

શકાર : ઊભી રહે, વશન્તશેણિકા. આ મારો મદન અનંગ મન્મથ વધી ગયો છે. રાત્રે મારી ઊંઘ ઊડી ગઈ છે. હવે તું નાશીને ક્યાં જઈશ? કુન્તીને રાવણે પકડી પાડી હતી એમ તનેય હું છોડવાનો નથી.

વિટ : વસન્તસેના! મારા કરતાંય મોટાં મોટાં ડગલાં તું તો ભરે છે. શી દોડે છે! શી દોડે છે! ગરુડથી બીને જાણે નાગણ ન નાસતી હોય! પણ ના, ના. હું કંઈ તને પકડવા ઇચ્છતો નથી.

શકાર : ભાવજી, ભાવજી! આ મેં એનાં દશ તો નામ પાડ્યાં છે. ચોરોને ચડાવનારી, માછલાં ખાનારી, નાચનારી, બૂચી, કુળોનો નાશ કરનારી, વંઠેલ, કામદેવની મજૂશ, મઝાના મહેલમાં રહેનારી, વેશ્યા, કુબ્જા. પણ એ કંઈ મારા પર રાજી નથી થતી હજી.

વિટ : વસન્તસેના, આમ શું કરવા બીતી બીતી નાસે છે?

શકાર: અરે, આમ રામથી બીને દ્રૌપદી નાશતી હોય તેમ કાં નાશે છે? પણ વિશ્વાવશુની બેન શુભદ્રાને હનુમાન હરી ગયો હતો તેમ તને હરી ન જાઉં તો મારું નામ નહિ!

ચેટ: અરે ગાંડી! આ રાજાના શાળાજીને રાજી કર. લીલાલહેર થઈ જશે.

શકાર: અરે આ કૂતરાઓની મોરે શિયાળ્ય નાઠી જાય તેમ તું તો નાશે છે માળી, અને મારું હૈયું પણ ભેગાભેગી લેતી ભાગે છે.

વસન્તસેના: પલ્લવક, ઓ પલ્લવક! પરભૃતિકા, ઓ પરભૃતિકા!

શકાર: (બીને.) ભાઈ, મનીખ છે. બાપ રે, બહુ બધાં મનીખ!

વિટ: પણ બીઓ છો શું કરવા?

વસન્તસેના: માધવિકા, ઓ માધવિકા!

વિટ: (હસીને.) અરે મૂરખ, એ તો એના નોકરોને શોધે છે.

શકાર: અરે, બૈરીને બોલાવે છે.

વિટ: હા.

શકાર: તે બૈરીઓ તો શૉ મારી નાખું. શૂરવીર છું!

વસન્તસેના: (બધું સૂનું જોઈ.) ઓ માડી! ક્યાં ગયાં મારાં માણસો? હું એકલી જ. મારે જ પોતાનો બચાવ કરવો પડશે.

વિટ: શોધી કાઢ, શોધી કાઢ તારાં માણસોને.

શકાર: વશન્તશેણિકા, તારે જેને બોલાવવાં હોય તેને બોલાવ. પણ હવે તારી પૂંઠે આ હું પડ્યો છું તે તને કોણ બચાવી શકવાનું છે?

ભીમશેન આવે કે પરશુરામ આવે કે રાવણ આવે, પણ હું તો દુ:શાશન પેઠમ તારા વાળ પકડી રગદોળી નાખીશ. હા!

જો જો આ મારી અશિ, કેવી ધારદાર છે. ને આ તારું માથું. એ ય આણીગમ ફરેલું છે ને? આ વધેરી નાખી જાણજે! એટલે તો કહું છું કે ભલી થઈને આવી જા મારી શોડમાં!

વસન્તસેના : અરે, હું તો અબળા છું.

વિટ : હા, બાઈ, એટલે તો જીવતી રહી શકી છે.

શકાર : એટલે જ મેં મારી નથી નાખી.

વસન્તસેના : (સ્વગત.) અરે આ પ્રેમ કરવા આવે છે તેમાંથી ય મને ભય લાગે છે. લાવ, આમ કહું. (પ્રગટ.) અરે ભાઈ, તમારે શું મારાં ઘરેણાં જોઈએ છે?

વિટ : અરે અરે! વસન્તસેના! બાગની વેલનાં ફૂલ તે કંઈ ઉતારી લેવાનાં હોય? ના, ના, અમારે ઘરેણાં નથી જોઈતાં.

વસન્તસેના : ત્યારે શું જોઈએ?

શકાર : આ હું પુરુષોત્તમ નરોત્તમ વાશુદેવ છું તેના ઉપર પ્રેમ કર.

વસન્તસેના : (સક્રોધ.) છટ છટ! હટ, કેવી વાત કરે છે?

શકાર : (તાળી દઈને હસીને.) ભાવ, જુઓ, જુઓ! આ ગણિકા હૃદયમાં તો મને ખૂબ ચાહે છે. એટલે કહે છે કે ઝટ ઝટ ચાલ્યા આવો મારી કેડે. તે આ અમે તો આવ્યા જ છીએ ને?

વિટ : (સ્વગત.) અરે, મૂરખ. પેલી છટ છટ બોલે છે ત્યારે ઝટ ઝટ સમજે છે. (પ્રગટ.) વસન્તસેના, આ તમારા વ્યવસાયને અનુરૂપ નથી. તમારો વ્યવસાય જ જુવાન પુરુષોને લીધે ચાલે. તમે તો રસ્તાને પડખે ઊગેલી વેલ જેવાં છો. જેના હાથમાં પૈસો હોય તે તમને મેળવી શકે. તમારે તો સર્વને સરખા ગણવાના.

વસન્તસેના : પ્રેમ તો ગુણને લીધે પ્રગટે, બળાત્કારથી નહિ.

શકાર : ભાવજી, ભાવજી, આ આવડી આ, પેલા કામદેવના મંદિરમાં પેલા ભિખારુ ચારુદત્તને એણે દીઠો છે તે દીની એની જ પાછળ ગાંડી થઈ ગઈ છે ને મારો તો ભાવે ય નથી પૂછતી. આ જુઓ, પેલાનું ઘર ડાબી કોરે છે. એટલે જોજો આપણા હાથમાંથી છટકી ન જાય!

વિટ : (સ્વગત.) મૂરખ જે ના બોલવું જોઈએ તે જ બોલી મરે છે. શું વસન્તસેના ચારુદત્તના પ્રેમમાં પડી છે? સારું કહેવાય. રત્ન તો

રત્નની સાથે જ જોડાવું જોઈએ. તો ભલે સાંજ જાય. આ સાલો મૂરખ! (પ્રગટ.) એ કાણેલીના, એ પેલા બ્રાહ્મણનું ઘર ડાબી બાજુએ છે ને?

શકાર : હા. ડાબી કોરે.

વસન્તસેના : (સ્વગત.) કેવી નવાઈ! હા, એમનું ઘર પણ ડાબે જ છે. ભૂંડું કરવા જતાં જતાં પણ આણે તો ભલું કરી આપ્યું.

શકાર : અરે ભાઈલા! આ ઘોર અંધારામાં મેશની ગોળી કાળા વટાણામાં પેશી જાય તેમ પેલી છટકી ગઈ લાગે છે!

વિટ : અરે કેટલું ઘનઘોર અંધારું છે! આંખો ફાડું ફાડું છું તોય જાણે મીંચાઈ જાય છે.

અંધારું જાણે અંગે અંગે લીંપાય છે, આકાશમાંથીય અંધારું જ વરસે છે જાણે. અને આ દુર્જનની કરેલી નોકરી નકામી જાય તેમ આંખોય ભાળતી નથી કશું!

શકાર : ભાઈલા, વસન્તશેણિકાને શોધી કાઢું છું, ત્યારે!

વિટ : પણ કયા આધારે શોધશો?

શકાર : કહો ને શા આધારે શોધીએ?

વિટ : ઘરેણાંનો અવાજ થતો હોય, કે સુગંધ આવતી હોય.

શકાર : હા, એની માળાની ગંધ તો શાંભળું છું હું. પણ આ નાકોરાંમાં અંધારું ભરાઈ ગયું છે ને ઘરેણાંનો અવાજ તો ચોકખો દેખાતોય નથી.

વિટ : (બાજુએ.) વસન્તસેના!

આ તું જાતે તો દેખાતી નથી. પણ તારાં ઝાંઝરનો અવાજ સંભળાય છે, અને તારી ફૂલમાળાની સુગંધી આવે છે. સાંભળ્યું વસન્તસેના?

વસન્તસેના : (સ્વગત.) સાંભળ્યું ને સમજી પણ. (ઝાંઝર અને ફૂલમાળા ઉતારે છે તથા થોડુંક ચાલી હાથથી ફંફોળતી ફંફોળતી.) હા, આ અહીં જ ભીંતમાં ખડકીનું બારણું લાગે છે. પણ અરે, બંધ છે. અંદરથી તો વાસેલું નહિ હોય?

(નેપથ્યમાંથી.)

મૈત્રેય : લે અલી રદનિકા ! આ દીવો પકડ, હું ખડકી ઉઘાડું.

વસન્તસેના : લો ભગવાને મારે માટે જ બારણું ઉઘડાવ્યું. અંદર જતી રહું. (દીવો જોઈ.) એ માડી! દીવો! (પાલવની ઝાપટ મારી દીવો હોલવી ખડકીમાં પેસી જાય છે.)

મૈત્રેય : બાપરે, શું પવનનો ઝપાટો! બધે જ ઝપાટા ઝપાટા! આ પેલા આર્યક ટોળી બાંધીને જે રાજાને લેવા માંડ્યો છે! ગામડાં પર ગામડાં ભાંગે છે! હવે બળવો કરી આ કૂતરા રાજાને હાંકી કાઢે એટલી વાર છે. પણ ત્યાં લગણ તો આ અંધેર જ! અને અરે રામ, એય વળી વિજય થયો ત્યારે થયો. અને આ છોડી રદનિકા, બાપ! એને ય શું જવાનીનું જોર ચઢ્યું છે! હશે! દુનિયા છે! કપરા દહાડા છે બધાંયના બાપ! ચાલ દીવો કરી આવું. રદનિકા, ઊભી રહેજે જરા. (દીવો કરવા અંદર જાય છે.)

શકાર : (વસન્તસેનાને શોધતો.) ભાવજી, વશન્તશેણિકાને શોધું છું ત્યારે!

વિટ : હા, હા. શોધો, શોધો.

શકાર : પકડી, પકડી!

વિટ : અરે, મૂરખ, એ તો હું છું!

શકાર : અરે ત્તારીની! તો આમ કોરાણે ઊભા રહો. (શોધે છે. ચેટને પકડે છે.) પકડી! પકડી!

ચેટ : બાપુ, એ તો હું ચેટિયો છું!

શકાર : અહીં ભાવજી, અહીં ચેટિયો, ભાવજી ચેટિયો, ચેટિયો ભાવજી! હવે તમે બે ય આમ કોરાણે ઊભા રહો. હાં. (ફરી શોધતાં રદનિકા હાથ આવે છે. તેને પકડીને.) ભાવજી! ભાવજી! આ ફેરા તો ખરેખર વશન્તશેણિકા હાથ આવી છે. ચાણક્યે દ્રૌપદીને ચોટલે પકડી હતી તેમ મેં ય પકડી છે બરાબર.

વિટ : અરે બિચારી! ચારુદત્ત જેવા કુલીનને ઘેર જતી હતી ત્યાં આ આના હાથમાં સપડાઈ.

શકાર : આ હવે ઝલાણી છે તું વશન્તશેણિકા, તારા વાળ, તારી લટો હાથ આવી છે. તે હવે જેને પોકારવા હોય તેને પોકારી લે, શંભુ, શિવ, શંકર, ઈશ્વર!

રદનિકા : (સભય.) અરે તમે સારા માણસો થઈને ય આ શું કરો છો?

વિટ : અલ્યા એ કાણેલીના, આ તો બીજો અવાજ છે.

શકાર : ભાવજી, ભાવજી! અરે ચોરટીએ અવાજ બદલી નાખ્યો છે. દહીં ખાવા બિલાડી અવાજ બદલી નાખે તેમ.

વિટ : શું અવાજ બદલી નાખ્યો? કેટલું વિચિત્ર! પણ એમાં વિચિત્ર શું? વેશ્યાઓને તો એ બધું સિદ્ધ હોય.

(મૈત્રેય દીવો લઈને આવે છે.)

મૈત્રેય : અરે, આ દીવો કેવો થથરે છે બાપડો. જાણે વધેરવા કાઢેલા બકરાનું કાળજું! અલી રદનિકા!

શકાર : ભાવજી! મનીખ, મનીખ!

મૈત્રેય : અલ્યા ભાઈ, આ ઠીક ના કહેવાય. અરે રામ, ચારુદત્ત ગરીબ થઈ ગયા તે હવે રસ્તાના રખડુ ય ઘરમાં પેસી જવા લાગ્યા છે!

રદનિકા : અરે મૈત્રેય, આ જુઓને મારી દશા!

મૈત્રેય : શું તારી દશા? કે આપણી?

રદનિકા : તમારી સ્તો!

મૈત્રેય : અરે, પણ આ શું?

રદનિકા : હા. તે જુઓને!

મૈત્રેય : સાચું 'લ્યા ભાઈ! (લાકડી ઉગામી.) કોણ છે, 'લ્યા કૂતરીના! પોતાના ફળિયામાં તો કૂતરું ય જોર કરે. તે હું તો બ્રાહ્મણ છું. છોડે છ કે પછી આ ડંગોરાથી તાલકું તોડી નાખું?

વિટ : અરે મહાબ્રાહ્મણ, રહેમ રાખો, રહેમ રાખો!

મૈત્રેય : (વિટને જોઈ.) ના, આ તો શાહુકાર લાગે છે. (શકારને જોઈ.) આ જ હરામખોર લાગે છે. અરે રાજાના શાળા, સંસ્થાનક, દુર્જન, દુર્મનુષ્ય, આ ઠીક કહેવાય કે? ચારુદત્ત ગરીબ તો થઈ ગયા. પણ તોય તેમના ગુણથી તો ઉજ્જેણી નગરી ઊજળી છે. એના ઘરમાં પેસી ઘરનાં નોકરચાકરને આમ હેરાન કરો તે કાંઈ શોભે તમને?

વિટ : હશે, મહારાજ, ભૂલ થઈ ગઈ. માફ કરો. આ તો બીજું માણસ ધારી અમે આને પકડી લીધી, કાંઈ દાંડાઈ કરી નથી. જુઓ અમે તો શોધવા નીકળ્યા છે......

મૈત્રેય : શું આને?

વિટ : રામ રામ! આ નહિ, પણ જેને જુવાની સ્વાધીન છે એવીને. તે આટલામાં જતી રહી છે તે શોધતાં શોધતાં આ ઝલાઈ ગઈ. અમારી ભૂલ થઈ ગઈ. ગુન્હો માફ કરો. (ખડગ ફેંકી દઈ પગે લાગે છે.)

મૈત્રેય : ઊભા થાઓ ભાઈ, ઊભા થાઓ. તમે તો સુજન છો. મને ખબર ન હતી એટલે જરા ક્રોધ થઈ ગયો. ક્ષમા કરજો, ભાઈ.

વિટ : ના ના. ક્ષમા તો તમારી જ મારે માગવાની છે. એક જ શરતે હું તો ઊભો થઈશ.

મૈત્રેય : કહો, ભાઈ!

વિટ : આ વાત આર્ય ચારુદત્તને કહેવાની નહિ.

મૈત્રેય : નહિ કહું.

વિટ : મોટી કૃપા થઈ. તમારી આ કૃપા માથે ચડાવું છું. ગુણના શસ્ત્ર વડે મોટાં શસ્ત્રવાળા પણ જિતાય.

શકાર : (અદેખાઈથી.) શું કરવા ભાવજી હાથ જોડી આ બામણને પગે લાગે છે?

વિટ : બીક લાગે છે મને.

શકાર : કોની?

વિટ : ચારુદત્તના ગુણોની.

શકાર : વળી એના તે શા ગુણ? ઘરમાં જાઓ તો ખાવાનુંય ના મળે!

વિટ : એવું ના બોલાય. આ આપણા જેવાની યાચનાઓ પૂરી કરતાં કરતાં તો એણે પોતાનું સર્વસ્વ ખર્ચી નાખ્યું છે. કોઈનેય પોતાના દ્વારેથી પાછો કાઢ્યો નથી.

શકાર : (ક્રોધથી.) હવે જોયો મોટો દાનેશરી! એ તે શું મોટો પાંડવોનો છોકરો શ્વેતકેતુ છે, કે રાધાનો છોકરો રાવણ છે, કે કુન્તીના પેટે રામનો છોકરો અશ્વત્થામા છે, કે ધર્મરાજાનો છોકરો જટાયુ છે?

વિટ : અરે મૂરખ. એ તો આર્ય ચારુદત્ત છે. ગરીબોનું કલ્પવૃક્ષ છે, પોતાના ગુણોના ફળથી લચી પડેલો. શિક્ષિતો માટે તો આદર્શ છે. ચારિત્ર્યની એ કસોટી છે. શીલનો તો એ સાગર છે. જીવે છે તો એ એક જ, બીજા તો બચારા શ્વાસ લે છે, શ્વાસ! ચાલો જઈએ હવે!

શકાર : વશન્તશેણિકાને લીધા વગર?

વિટ : વસન્તસેના તો ખલાસ થઈ ગઈ હવે!

શકાર : કેમ?

વિટ : કેમ શું? તને જોયા પછી તારી કને કોઈ ઊભુંય રહે કે?

શકાર : પણ વશન્તશેણિકાને લીધા વગર હું તો નથી જવાનો.

વિટ : અરે પણ તેં નથી સાંભળ્યું કે હાથી પકડવો હોય તો દોરડાથી પકડાય, ઘોડો લગામથી પકડાય અને સ્ત્રી હૃદયથી. તારામાં એ છેય ક્યાં? ચાલ, ચાલતા થઈએ.

શકાર : તમારે જવું હોય તો જાઓ. આપણે નથી આવવાના.

વિટ : ભલે, હું આ ચાલ્યો મારે. (જાય છે.)

શકાર : ભાવજી તો ગયા! (વિદૂષકને.) અરે કાગડાના જેવા પગવાળા ને માથાવાળા બામણ, લે આવ, બેસ બેસ!

મૈત્રેય : અમને તો બેસાડી જ દીધા છે ને ?

શકાર : કોણે ?

મૈત્રેય : નસીબે.

શકાર : ઊઠ ! ઊઠ !

મૈત્રેય : ઊઠીશું.

શકાર : ક્યારે ?

મૈત્રેય : વળી નસીબ પાધરું પડશે ત્યારે.

શકાર : અરે, રડ ! રડ !

મૈત્રેય : અમે તો રડેલા જ છીએ.

શકાર : કોણે રોવાડ્યા !

મૈત્રેય : દુર્ગતિએ.

શકાર : અરે, હશ ! હશ !

મૈત્રેય : હસીશું.

શકાર : ક્યારે ?

મૈત્રેય : ફરી વળી ચારુદત્તનાં ધનદૌલત પાછાં આવશે ત્યારે.

શકાર : અરે બામણ, જો એ ભિખારુ ચારુદત્તને મારું નામ દઈને આટલું કહી દે કે, અલ્યા એ બામણા ! આ પેલાં મંદિરમાંથી પેલી ગુણકા વસન્તશેણિકા તારા પ્રેમમાં પડી છે અને રશતામાં અમે એને ઉપાડીને જતા હતા ત્યાં તે તારા ઘરમાં પેશી ગઈ છે. તે હવે અમારે કચેરીએ ના ચડવું પડે ને તું તારી મેળે જ અમારા હાથમાં એને શોંપી દઈશ તો તો આપણી જનમભરની ભાઈબંધી બંધાશે. પણ જો અમને ઓલી ના પહોંચાડી તો આ મરણ લગીનું વેર બંધાયું શમજી લેજે. જો બામણ, બરાબર એને કહેજે કે આમાં ઝાઝો વિચાર ન કરે અને એ મને ઓળખે તો છે ને હું કોણ છું તે ? આ પેલો રબારો આર્યક તો આજે કેદમાંય જઈને બેઠો છે. કોણે બેશાડાવ્યો ? આ બંદાએ ! આ

મેં એને પકડ્યો છે! શમજ્યો! અને કાલે શવારે એને શૂળીએ પણ ચડાવી દેવડાવવાનો છું. તે તારો એ ભામટો મારું નહિ માને તો એની ય આવી દશા કરી મૂકીશ. શમજ્યો, બામણ! આ જીવતો નહિ રહેવા પામે. રાઈરાઈ જેવડા ટુકડા કરાવી નાખીશ. લાડુભટ્ટ, આમાંનો બરાબર અક્ષરે-અક્ષર કહી દેજે, શારી રીતે ને ચતુરાઈથી. મહેલને ઝરૂખે બેઠાં બેઠાં મને શંભળાય એટલા મોટા અવાજે કહેજે હાં. જો એવી રીતે ન બોલ્યો તો એ બારણાં વચ્ચે જમરૂખ ચગદાઈ જાય તેમ તારું ડોકું ચગદી નાખીશ, મરડી નાખીશ, હા. કહીશ ને?

મૈત્રેય : હા.

શકાર : (બાજુએ.) ચેટિયા, ભાવજી ગયા જ?

ચેટ : હા.

શકાર : તો ચાલ, આપણે ય જઈએ.

ચેટ : લો ત્યારે, બાપુ, તલવાર લઈ લો.

શકાર : હવે તારી કને જ રાખને!

ચેટ : અરે પણ એ તો બાપુ, આપની તલવાર. આપને જ શોભે.

શકાર : (ઊંધી પકડે છે.) ચાલ, ભાઈલા, ચાલ ત્યારે.

(ચેટ અને શકાર જાય છે.)

મૈત્રેય : રદનિકા, આ બધું ચારુદત્તને કહેવાનું નથી હાં! ભલા જીવને વધારે સંતાપ થાય.

રદનિકા : ભટજી, મારી જીભ તો સીવેલી જ સમજી લો.

મૈત્રેય : વારુ વારુ.

(બંને જાય છે.)

## દૃશ્ય ત્રીજું

(ચારુદત્ત જપમાં બેઠો છે. પાસે રોહસેન સૂતો છે. બાજુએ વસન્તસેના ઊભી છે. અંધારું છે.)

ચારુદત્ત: હરિ ઓમ્, હરિ ઓમ્. (વસન્તસેના તરફ ફરી.) રદનિકા, જોને આ રોહસેન તો અહીં ઊંઘી ગયો. અંદર બહુ ગરમી થતી હતી, નહિ? વારુ, તે હવે તો ઠંડી લાગવી માંડી છે. તો જા, અંદર ઓરડામાં લઈ જઈને સુવાડ. ને લે આ ઉપરણો ઓઢાડજે. (ઉપરણો ધરે છે.)

વસન્તસેના: (સ્વગત.) ઘરનું કામ કરનારી અહીં ઊભી છે એમ એ સમજ્યા લાગે છે. (ઉપરણો લે છે, સૂંઘે છે અને ઉત્સુકતાથી સ્વગત બોલે છે.) કેવું આશ્ચર્ય, જૂઈની સુગંધવાળો છે આ તો. એમની જુવાની ખરેખર રસિકતાથી ભરેલી છે. (જરા ફરીને પોતે જ તે ઓઢી લે છે.)

ચારુદત્ત: અરે રદનિકા, આ રોહસેનને લઈને મેડી પર જા.

વસન્તસેના: (સ્વગત.) તમારી મેડી પર રહેવાનું મારા ભાગ્યમાં ક્યાં છે?

ચારુદત્ત: રદનિકા, અરે કેમ બોલતી પણ નથી? ભાગ્ય પલટે ત્યારે જગત તો પલટી જાય, પણ શું મિત્રો જતા રહે અને ઘરનાં માણસો પણ બોલતાં બંધ થાય? (જરા જોરથી.) રદનિકા!

(મૈત્રેય તથા રદનિકા આવે છે.)

મૈત્રેય: અરે, રદનિકા તો આ રહી.

ચારુદત્ત: આ રદનિકા? તો આ બીજું કોણ? મારો ઉપરણો મેં અજાણ્યે એના ઉપર નાખ્યો અને એને દોષમાં નાખી મેં.

વસન્તસેના: (સ્વગત.) ના ના, શોભાવી.

ચારુદત્ત: અરે, શું સૌન્દર્ય છે! જાણે શરદના વાદળથી ઢાંકેલી ચંદ્રકળા! ના, ના, પણ પરસ્ત્રીને જોવી ઠીક ન કહેવાય.

મૈત્રેય: ના ના. પરસ્ત્રીના દર્શનની એવી શંકા રાખશો મા. આ તો વસન્તસેના છે. કામદેવના મંદિરના બાગમાં તમે મળ્યાં ત્યારથી તમારા ઉપર એને અનુરાગ પ્રગટ્યો છે.

ચારુદત્ત : અરે વસન્તસેના છે આ! (સ્વગત.) અરે મારો વૈભવ ક્ષીણ થયો ત્યારે એણે મારામાં અનુરાગ પ્રગટાવ્યો; પણ પુરુષના ક્રોધની પેઠે એ પ્રેમ પણ અંદરને અંદર જ શમી જશે હવે તો!

મૈત્રેય : ભાઈ, સાંભળો. એક સંદેશો લાવ્યો છું. રાજાના સાળાએ કહેવડાવ્યો છે.

ચારુદત્ત : શું વળી?

મૈત્રેય : કહે આ સોનાચાંદી અને મણિમાણેકથી મઢેલી નાટકની સુન્દરી જેવી વસન્તસેના નામની ગણિકા તમારા પ્રેમમાં પડી છે. એમને તો કેટકેટલુંય કરવા છતાં એણે પત ના કર્યાં, અને તમારા ઘરમાં પેસી ગઈ.

વસન્તસેના : (સ્વગત.) પત ન કર્યાં એ શબ્દો મારા તો લાભના છે.

મૈત્રેય : તે જો મારા હાથમાં સોંપી દેશો અને મારે કચેરીએ નહિ ચડવું પડે તો જનમભરની પ્રીતિ બંધાશે; નહિ તો મરણ લગીનું વેર થશે.

ચારુદત્ત : (તેને ઉડાવી દેતો.) જા જા હવે, મૂરખ છે એ તો. (સ્વગત.) ખરી વાત છે. દેવીની પેઠે પૂજા કરવા જેવી આ યુવતી છે. એટલે જ તે વેળાએ એને ઘરમાં જવાનું મેં કહ્યું છતાં મારી આ દુર્ભાગી દશા જોઈને તે થંભી ગયેલી. આમ અનેક રીતના પુરુષોના પરિચયમાં આવેલી છે છતાં અહીં તો કેટલું ઓછું બોલે છે. (પ્રગટ.) વસન્તસેના, આ અજાણ્યે મેં તમને પરિજન–સેવકનું કામ ચીંધ્યું તે મારો અપરાધ થઈ ગયો. મારે તમારી ક્ષમા માગવાની છે. (માથું નમાવે છે.)

વસન્તસેના : ક્ષમા તો મારે આપની માગવાની છે, કે હું જેને યોગ્ય નથી એવી ભૂમિમાં ધસી આવી છું. (શીશ નમાવે છે.)

મૈત્રેય : (પગે પડીને.) અરે તમે બેય ડાંગરના ખેતર જેવાં તે એક બીજાને કમળ જેવાં માથાં નમાવીને નજીક આવી ગયાં છો. તો હું પણ આ ઊંટના જેવું મારું ડોકું નમાવી તમારી માફી માગી લઉં. (ઊઠે છે.)

[ ચારુદત્ત : અરે બહુ થયું. રહેવા દે હવે. તે શું રાજાનો સાળો સંસ્થાનક અહીં આવી ગયો?

મૈત્રેય: જવા દો, ભાઈ, દુનિયા સાવ નકામી થઈ ગઈ છે. અરે, શું થશે હવે?

ચારુદત્ત: શું થયું છે?

મૈત્રેય: દુર્દશા! આર્યક ઝલાઈ ગયો.

ચારુદત્ત: (ચોંકીને.) કોણે કહ્યું? આપણને તો કશી જાણ પણ નથી પડી.

મૈત્રેય: ક્યાંથી પડે? પહેરવાનાં કપડાં ય નહિ તે તમે તો આખો દહાડો ઘરમાં બેસી રહો. આ આપણે તો નાગાભોગા ય આખું શહેર ફરી આવીએ.

ચારુદત્ત: (ઉત્સુકતાથી.) હા, પણ શું થયું તે કહે જલદી!

મૈત્રેય: આર્યકે દળ ભેગું કર્યું. અને બળવો પણ ઉપાડ્યો. પણ કમનસીબ બિચારાનું તે ઝલાઈ ગયા.

ચારુદત્ત: (નિરાશાથી.) જગતમાં સજ્જનને અને સત્પ્રવૃત્તિને જાણે સ્થાન જ નથી. દુર્જન અને દુષ્ટતાનો વિજય જ શું સર્વત્ર સદા થવાનો છે? તે કેવી રીતે ઝલાયો?

મૈત્રેય: પેલો રાજાનો સાળો તો કહે કે મેં ઝાલ્યો છે ને કાલે શૂળીએ પણ ચડાવી દઈશ.

ચારુદત્ત: હરિ! હરિ! હવે જે નહિ થાય તે ઓછું! પાલક જેવો પામર મૂઢ રાજા! અને તેના રાજમાં આ શકાર જેવાનો કારભાર! હવે કયો અત્યાચાર આ રાજ્યમાં નહિ થાય!

મૈત્રેય: અરે એ શકારથી શું બીઓ છો? આ ડંગોરી ઉપાડું છું ત્યાં તો બે પગ વચ્ચે પૂછડી દબાવી ભાગે છે. એનામાં શો માલ છે?

ચારુદત્ત: નહિ હોય; પણ એ દુષ્ટ પણ ઓછો નથી. અને એના જેવા સ્થાને રહેલો કાપુરુષ તો અતિશય ઘાતક છે. આર્યક! પ્રિય મિત્ર! તારા ઉપર તો મારા જેવા અનેકની આશાઓ ચણાઈ હતી! આખું રાજ્ય તારી ગમ નજર માંડીને બેઠું હતું. (નિરાશાથી.) શું થયું આ?

મૈત્રેય: ચૌટે ને ચકલે લોકો કકળી રહ્યા છે. કોઈ બહાર નીકળતું નથી. બધા પોતાની વહુબેટીઓને સંતાડે છે. સૌ પોતપોતાની મિલ્કત ઠામ કરી દેવા મંડ્યા છે. હવે તો આ શકાર જેવાં કૂતરાં જ એકલાં રાજમાર્ગમાં રાતને પહોર રખડે છે.

ચારુદત્ત: (વસન્તસેના તરફ.) રમણી, તમે આવે સમયે આ દુર્ભાગીને માટે શાને નીકળ્યાં ?

વસન્તસેના: દુર્ભાગી નહિ સદ્‌ભાગી છો. આર્યકના ગયા પછી ઉજ્જેણીનું સદ્‌ભાગ્ય હવે તો તમે જ છો. તમે નિરાશ થશો તો પછી કોણ આશા ધારી શકશે ? આર્યકનું અધૂરું કાર્ય હવે તો તમારે પૂરું કરવાનું છે.

ચારુદત્ત: મારે ? આ ગરીબ ચારુદત્તે ? જેની પાસે દિવસે બહાર નીકળવા જેવું વસ્ત્ર પણ નથી રહ્યું.

વસન્તસેના: (સ્વગત.) પણ તમારા ગુણ તો આખી નગરીમાં ફર્યા કરે છે, ઓ ગુણવાન ! (પ્રગટ.) ઉજ્જયિનીની લક્ષ્મી એ તમારી જ છે. રાજ્યનો યુવક વર્ગ અને સજ્જન વર્ગ તમારી પાછળ આવશે.

ચારુદત્ત: (સચિંત.) જેવી પ્રભુની ઇચ્છા. વારુ, મૈત્રેય, આ વસન્તસેનાનું કઈ રીતે સ્વાગત કરશું ?

મૈત્રેય: અંદરથી ચણાબણા લઈ આવું વળી. ]

વસન્તસેના: મારું સ્વાગત તો થઈ ગયું. (સ્વગત.) પણ અહીં આવી દશામાં કંઈ રાતે રહેવાય નહિ. શું કરું ? ફરી આવીશ વળી. ચાલ, આમ કહું. (પ્રગટ.) આર્ય, મારું એક કામ કરશો જરા ? આ મારો અલંકાર આપને ત્યાં મૂકી રાખો તો. રાતને પહોરે આ પહેરી ઘેર જવું મુશ્કેલ છે. પેલા દુષ્ટો એટલા ખાતર પણ મને કનડે.

ચારુદત્ત: પણ આ ઘર તે કાંઈ થાપણ મૂકવા જેવું છે ? ના, ના.

વસન્તસેના: એમ ના બોલો. થાપણ કંઈ ઘરમાં નથી મૂકાતી, માણસને ત્યાં મૂકાય છે.

ચારુદત્ત: વારુ. મૈત્રેય, આ લઈ લે અલંકાર.

વસન્તસેના : ઉપકાર થયો. (હાર આપે છે.)

મૈત્રેય : (લઈને આશીર્વાદ આપતો.) કલ્યાણ થજો !

ચારુદત્ત : મૂરખ ! આ દક્ષિણા નથી, થાપણ છે.

મૈત્રેય : (બાજુએ.) તો તો ચોરાઈ જજો.

ચારુદત્ત : થોડા જ વખતમાં...

મૈત્રેય : તમારી થાપણ...

ચારુદત્ત : તમને પહોંચાડી દઈશ.

વસન્તસેના : આર્ય, મારા ઘર લગી આ તમારા મિત્ર મને ના મૂકી જાય ?

ચારુદત્ત : જા મૈત્રેય, મૂકી આવ.

મૈત્રેય : ના રે બાપ. મને તો ચકલે ને ચૌટે પેલા કૂતરા જેવા લોક ફાડી ખાય. બાપ, આવી રાતે ! ના, ના, તમે જ જાઓ. હુંથી તમે વધુ શોભો.

ચારુદત્ત : (હસીને.) એમ ? તું નહિ જાય તો મારે તો જવું જ પડશે.

વસન્તસેના : (સ્વગત.) આવી રીતે દરેક મનોરથ પ્રભુ પૂરા કરે તો કેવું !

ચારુદત્ત : ત્યારે પેલી મશાલ તૈયાર કરાવો.

મૈત્રેય : વર્ધમાનક, મશાલ સળગાવડાવો.

ચેટ : (બાજુએ.) પણ તેલ વિના ક્યાંથી મશાલ હળગવાની છે ?

ચારુદત્ત : મૈત્રેય, રહેવા દે હવે. મશાલ નહિ જોઈએ. ચંદ્રમા ઉદય પામવા લાગ્યો છે. અમે ચાલ્યાં જઈશું. અને જો મૈત્રેય, આ અલંકાર છે તે રાત્રે તારે સાચવવાનો અને દિવસે વર્ધમાનક સાચવશે.

મૈત્રેય : જેમ કહેશો તેમ.

ચારુદત્ત : ચાલો, વસન્તસેના ! આ કામિનીના કપોલ જેવો ચંદ્રમા જ આપણા રાજમાર્ગનો દીવો બની ગયો છે.

વસન્તસેના : નિરાશાના અંધકારમાં આશાનો ચંદ્ર ઊગે જ છે:

ચારુદત્ત : આ એનાં કિરણો અંધકારમાં કેવાં વરસે છે! કામિનીના કપોલ જેવો એનો પાણ્ડુ વર્ણ !

વસન્તસેના : તમારા જેવા સજ્જનના હૃદય જેવો ધવલ અને સૌમ્ય! આ શુષ્ક હૃદયમાં સીંચાતાં સ્નેહનાં કિરણો જેવો !

ચારુદત્ત : શી ચંદ્રની જયોત્સ્ના !

વસન્તસેના : હા, નિશાનાથ !

( બંને જાય છે. )

# અંક બીજો

(ચેટ પ્રવેશે છે.)

ચેટ: આપણે તો શેઠ સારા સ્વભાવનો જોઈએ. આપણા પર રહેમ રાખે. ચારુદત્ત જેવાને ત્યાં પગાર ન મળે તોય શું? પણ શેઠ તો એ જ. બાકી પેલા લખોપતિઓ શા કામના? જાણે એમની ફાંદમાં રૂપિયા જ ભર્યા હોય તેમ વાત કરે! પણ માણસમાણસનેય વારાફેરા હોય છે. અને કંઈ આદત પડી હોય તે જાય? સારી કે ખરાબ. આ આખલો અનાજના ઢગલામાં મોઢું મારવા જતો હોય તો એ તે રોક્યો રોકાય? આ પારકી સ્ત્રીના પ્રેમમાં પડેલો માણસ પણ રોક્યો રોકાય કે? અને આ કોઈને દાન દેવાની ટેવ પડી હોય તેનેય શું રોકાય કે?

અરે, ચારુદત્ત શેઠ ક્યારનાય સંગીત સાંભળવા ગયા છે. મધરાત તો થઈ ગઈ. તોય હજી દેખાયા નહિ. લાવ, બહાર ઓસરીમાં જઈને સૂઈ જાઉં.

(ચારુદત્ત અને વિદૂષક પ્રવેશે છે.)

ચારુદત્ત: વાહ વાહ, શું સરસ ગાયું રેભિલે! અને વીણ! એ તો રત્ન જ કહેવાય. માત્ર સમુદ્રમાંથી નથી નીકળ્યું એટલું જ. પ્રેમીજનને એના જેવું કોઈ મિત્ર નથી. વિયોગીઓને એના જેવું બીજું આશ્વાસન નથી. અને પ્રેમમાં ડૂબેલાને એના જેટલો તીવ્ર પ્રમોદ કોઈ બીજું આપી શકતું નથી.

મૈત્રેય: લો, ચાલો હવે બહુ થયું.

ચારુદત્ત: અરે વાહ, રેભિલે શું સરસ ગાયું!

મૈત્રેય: સરસ કે અરસ તે તમે જાણો ભાઈ. બાકી આપણને તો હસવું જ આવ્યા કરતું હતું. મને બે જ વસ્તુઓથી હસવું આવે છે. એક તો સ્ત્રી સંસ્કૃત વાંચે ત્યારે અને બીજું આદમી ઠુમરી ગાતો હોય ત્યારે. આ સ્ત્રી સંસ્કૃત વાંચવા માંડે છે ત્યારે જાણે તેના નાકમાં નાથ

પરોવી હોય તેમ સૂ...સૂ...કર્યા કરે છે. અને આદમી ઠુમરી ગાય છે ત્યારે ગળામાં સૂકાં ફૂલ પહેરીને કોક ડોસલો મંતર જપતો હોય તેવું મને તો લાગે છે ભાઈ!

ચારુદત્ત : અરે, પણ, આ રેભિલે તો ઘણું સરસ ગાયું તો પણ તને સંતોષ ના થયો! તું તો જબરો સંગીતપ્રિય લાગે છે. એનું સંગીત કેટલું ભાવમય, લલિત, મનોહર, મધુર હતું. કેટલી કોમળ વાણી હતી. કેવો સ્વર હતો. કેવા મંદ્ર અને તાર સ્વરો લગાડતો હતો. સૂર પર કેટલો કાબૂ, કેટલી છટા! હજી ય જાણે બધું સંભળાયા જ કરે છે.

મૈત્રેય : હા ભાઈ, પણ જુઓ, હવે તો પોળોનાં કૂતરાં ય જંપી ગયાં છે. લો જુઓ, આ ચંદરમા ય અંધારાને આખી રાતનું રાજ્ય સોંપી દઈને આ આકાશનાં પગથિયાં ઊતરવા લાગ્યો છે.

ચારુદત્ત : વાત તો સાચી છે તારી. અંધારાને સ્થાન કરી આપીને ચંદ્ર આથમે છે.

મૈત્રેય : લો ત્યારે, આ ઘર આવી ગયું. અરે વર્ધમાનક, વર્ધમાનક, લે બારણું ઉઘાડ.

ચેટ : (જાગીને.) આવો આવો, બહુ મોડું થયું. બેસો ઘડીક અહીં. (બંને બેસે છે.) બારણાં ઉઘાડું છું.

મૈત્રેય : અરે, રદનિકાને બોલાવ કે અમારા પગ ધોવાડે.

ચારુદત્ત : ના, ના, સૂતેલાંને જગાડશો નહિ.

ચેટ : એમ કરો ને, હું પાણી રેડું. તમે પગ ધુવો.

મૈત્રેય : (સક્રોધ.) ભાઈ, જુઓ આ લૂંડીનો કહે છે કે પોતે પાણી રેડે અને હું બ્રાહ્મણ તમારા પગ ધોઉં!

ચારુદત્ત : ના ના, મૈત્રેય તું પાણી રેડ અને વર્ધમાનક પગ ધોશે.

ચેટ : લાવો મૈત્રેય, પાણી રેડો.

(મૈત્રેય પાણી રેડે છે. ચેટ ચારુદત્તના પગ ધોઈ જતો રહેવા કરે છે.)

ચારુદત્ત : અરે, આ બ્રાહ્મણના પણ પગ ધોવાડ.

મૈત્રેય : અરે મારે પગ ધોઈને શું કરવા છે? ગધેડાની પેઠે મારે તો પાછું ભોંય પર જ આળોટવાનું છે ને?

ચેટ : અરે, પણ તમે તો બ્રાહ્મણ છો! લાવો તમારા પગ ધોઉં. (પગ ધોઈને.) લો હવે ભટજી, જુઓ આ પેલો અલંકાર મારે દહાડે સાચવવાનો છે ને તમારે રાતે. તે લો હવે, રાખો કને. (આપીને ચાલ્યો જાય છે.)

મૈત્રેય : (લઈને.) હજી આ રહ્યું છે? શું આ ઉજ્જેણીમાં કોઈ ચોરે ય નથી રહ્યો કે આ મારી ઊંઘના ચોરનારને આવીને ચોરી જાય! ભાઈ, હું તો આ અંદર ઓરડામાં મૂકી આવું છું.

ચારુદત્ત : ના ના, એ તો ગણિકાએ પહેરેલો છે. અંદર ના લઈ જવાય. એને પાછો ન આપી દઈએ ત્યાં લગી તારે જ રાખવાનો!

(સૂવા કરે છે.)

મૈત્રેય : કેમ ઊંઘ આવવા માંડી?

ચારુદત્ત : હા. આ લલાટ ઉપરથી ઊતરીને પોપચાં ઉપર ચડવા લાગી છે. વૃદ્ધાવસ્થા પણ એમ જ જુવાની પર ચડાઈ કરે છે ને?

મૈત્રેય : સૂઈ જઈએ ત્યારે. (સૂવે છે.)

(શર્વિલક ચોર પેસે છે.)

શર્વિલક : શું ભગવાન ચંદ્રમા ય આથમી ગયા! બગીચાની દીવાલ કોચીને તો હું મકાન પાસે આવ્યો. હવે તો અંદરના ચોકમાં પણ કોચીને પેસું.

અરે, લોકોને કહેવું હોય તો ભલે કહે કે ચોરી એ તો નીચ ધંધો છે. લોકો વિશ્વાસથી સૂતાં હોય ત્યારે ચોરી કરવી એમાં તે શું શૂરાતન? પણ આ બે હાથે પગે લાગીને નોકરી કરવા કરતાં આ સ્વતંત્ર ધંધો શો ખોટો? આવો ધંધો તો અશ્વત્થામાના વખતથી ચાલતો આવ્યો છે.

ત્યારે ત્યાં આગળ કોચું? ભીનું હોય, પોચું હોય, અવાજ ન થાય, કોઈ રસ્તે જનારને દેખાય નહિ, ક્યાં ય વૈરાંમાં ભટકી ન પડાય ને માલ હાથમાં આવી જાય એવી જગા શોધવી જોઈએ! (ભીંતને તપાસી.) લો, આ ઠીક લાગે છે. ભીંત લૂણાંવાળી છે. ઊંદરનું દર પણ છે. ફાવ્યા.

એ તો અમારા શકુન! ત્યારે કેવું બાકોરું પાડું? આ અમારા કનકશક્તિ ઋષિએ ચાર જાતનાં બાકોરાં વર્ણવ્યાં છે, કે પાકી ઈંટો હોય તો ખેંચી કાઢવી, કાચી હોય તો કોચી નાખવી, માટીની હોય તો પલાળવી. લાકડાની હોય તો વહેરી નાખવી. તે અહીં તો પાકી ઈંટો છે, તો લાવ ખેંચી કાઢું.

પણ કેવો આકાર કરું? એવું તો બાકોરું કરું કે લોક જોઈને ખુશ થઈ જાય ઘડી. લાવ ઘડાનો આકાર બનાવું.

જય કાર્તિકેય! જય કનકશક્તિ મહારાજ, જય ભાસ્કર નંદી અને જય યોગાચાર્યજી! આ તમારો પહેલો શિષ્ય વિદ્યા અજમાવે છે. આ એમણે તો મને યોગરોચના આપી છે. એ મારી કને હોય તો મને ચોકીદાર જોઈ ના શકે; અને કોઈ હથિયાર મારે તો ય તેના ઘા ન પડે. (શરીરે ઘસે છે.)

અરે, પણ માપની દોરી તો ભૂલી ગયો. (વિચાર કરી.) કાંઈ નહિ, આ જનોઈ ચાલશે. બ્રાહ્મણોનું તો એ મોટું સાધન છે. ચાવીઓ બંધાય, અબોટિયું બંધાય. અને અમારા જેવા ચોરને તો ખાસ કામનું. ભીંતમાં માપ લેવાય, ઘરેણાં ઢીલાં કરાય, બારણું ઉઘાડાય, અને વીંછીસાપ કરડે ત્યારે ખેંચી પણ બંધાય. (ખોદે છે.) અરે અંદર તો દીવો બળે છે. કસોટી પર જાણે સોનાની રેખા ન હોય. ચાલો બાકોરું તો થઈ ગયું. હવે પેસું. (પેસે છે.) નમઃ કાર્તિકેયાય. (પેસીને.) અરે બે જણ સૂતા છે. લાવ બારણું ઉઘાડું રાખું કે તરત નાસી જવાય. અરે કચડડ બોલે છે. દીવેલ આંજવાનું પણ નહિ હોય ઘરમાં. લાવ પાણી સીંચું. પણ પાણી ક્યાં હશે? આ રહ્યું. લો ચાલો, આ પત્યું! હવે તપાસું કે આ તે ખરેખર ઊંઘે છે કે ઢોંગ કરે છે. (જગાડવાને છંછેડી જુએ છે.) ના, ખરેખર ઊંઘે છે. (આજુબાજુ જોઈ.) અરે અહીં મૃદંગ છે, વાંસળી છે, આ વીણા છે, અહીં પુસ્તકો છે. શું આ નાટ્યાચાર્યનું ઘર છે? મોટું ઘર જોઈને તો પેઠો. પણ અંદર લક્ષ્મીજી દેખાતાં નથી. તે શું આ તે સાચેસાચ દરિદ્ર છે કે પછી ભોંયમાં દાટી રાખ્યું હશે? દાટયું હશે તો હમણાં જણાઈ આવશે. દાટેલું ધન તો આ શર્વિલકના બાપનું જ. વારુ. દાણા નાખી જોઉં. (નાખીને.) દાણા ફરકતા નથી. અરે, આ તો સાચેસાચ ગરીબ જ છે. ચાલો, વિદાય થઈએ ત્યારે!

મૈત્રેય : (સ્વપ્નામાં.) અરે ભાઈ, આ બાકોરા જેવું દેખાય છે. ચોર દેખાય છે ! તો લો આ તમારો સોનાનો હાર.

શર્વિલક : શું આ મને પેહેલો જોઈ પોતે ગરીબ છે એમ મશ્કરી કરે છે? એમ હોય તો મારી નાખું એને. કે પછી સ્વપ્નામાં બોલે છે? (જુએ છે.) અરે, આ પલાળિયા કપડામાં બાંધેલું છે તે છે તો સોનાનું ઘરેણું. લાવ, લઈ લઉં ત્યારે. ના, ના. પણ મારા જેવા કુળવાન પણ ગરીબ બનેલા માણસને મારે આફતમાં ન મૂકવો જોઈએ. ભલે, જતો રહું.

મૈત્રેય : અરે મિત્ર ! તને ગોબ્રાહ્મણના સમ જો આ સોનાનો હાર ના લઈ જાય તો.

શર્વિલક : અરે, ગોબ્રાહ્મણના સમ તો કેમ તોડાય? લેવું જ પડશે. શું કરું ? દીવો હોલવી નાખવા દે. અંધારું. કેવું ભયંકર ! પણ મારાં કર્મ પણ ક્યાં ઓછાં ભયંકર છે? ચતુર્વેદી, કોઈનું પણ દાન ન લેનાર બ્રાહ્મણ પિતાનો હું પુત્ર શર્વિલક બ્રાહ્મણ મદનિકા ગણિકાને ખાતર આ ધંધો કરવા નીકળ્યો છું. હશે. લાવ લઈ લઉં. બ્રાહ્મણને રાજી કરું. (લેવા કરે છે.)

મૈત્રેય : અરે મિત્ર, તારો હાથ તો ઠંડો છે.

શર્વિલક : અરર, કેવી ભૂલ. પાણીવાળા હાથ ટાઢા છે. લાવ, બગલમાં રાખી મૂકું. (ડાબો હાથ ગરમ કરીને લે છે.)

મૈત્રેય : લીધું ને ?

શર્વિલક : આ બ્રાહ્મણની ઇચ્છા કેમ ઠેલાય? લીધું ભાઈ !

મૈત્રેય : બહુ સારું થયું. હાટ વેચીને વાણિયાની પેઠે હવે નિરાંતે ઊંઘીશ.

શર્વિલક : ઊંઘ, મહાબ્રાહ્મણ, સો વરસ ઊંઘ. શું કરું ? મદનિકા ગણિકા માટે આ બ્રાહ્મણકુળને અંધારામાં ગબડાવી દઉં છું. ના, ના, મારા આત્માને જ ગબડાવી દઉં છું. અરે ગરીબાઈ! તારે લીધે માણસ શું નથી કરતો ? આ કર્મની નિંદા કરું છું તોય પાછો આચરું તો છું જ. ચાલ જીવ, હવે આનાથી મદનિકા છોડાવવા વસન્તસેનાને ત્યાં જાઉં.

(જાય છે. રદનિકા આવે છે.)

રદનિકા: (સત્રાસ.) બાપ રે. આ ઘર કોચીને ચોર નાઠો! કોને જગાડું? અરે ભટજી, ઊઠો, ઊઠો. આપણું ઘર કોચાયું છે ને ચોર આ હમણાં નાઠો.

મૈત્રેય: અરે લૂંડીની, શું બોલે છે? ચોર કોચાયો ને ઘર નાઠું?

રદનિકા: અરે હસવાનું નથી હમણાં. આ બાકોરું નથી દેખાતું?

મૈત્રેય: અરે, શું કહે છે? બીજું બારણું જ જાણે પાડ્યું છે? અરે ભાઈ ચારુદત્ત, ઊઠો, ઊઠો. આપણું ઘર કોચી ચોર જતો રહ્યો.

ચારુદત્ત: રહે રહે હવે. હમણાં મશ્કરી નહિ.

મૈત્રેય: મશ્કરી નથી. જાતે જ જોઈ લ્યો.

ચારુદત્ત: કઈ જગાએ?

મૈત્રેય: આ, અહીં.

ચારુદત્ત: (બેઠો થઈને જુએ છે.) અરે જોવા જેવું બાકોરું છે. ઉપરથી નાનું, વચ્ચેથી મોટું. જાણે કોક મોટા ઘરનું હૃદય જ ફોડ્યું ન હોય! આવા કર્મમાં પણ કેટલી ચાતુરી!

મૈત્રેય: ભાઈ, આપણું ઘર કોચવા બે જણ આવે! કાં તો કોઇ બહારનો ચોર હોય, અથવા તો શિખાઉ હોય. બાકી આ ઉજેણીમાં આપણો વૈભવ કોનાથી અજાણ્યો છે?

ચારુદત્ત: અરે, બિચારો જઈને પોતાના ભાઇબંધોને કહેશેઃ શ્રેષ્ઠી ચારુદત્તને ત્યાં ગયો પણ કશુંય હાથ ના આવ્યું!

મૈત્રેય: અરે એ ચોરટાની દયા શું ખાવ છો? એણે તો ધાર્યું હશે, મોટું ઘર છે તે સોનાનો ચરુ લઈ આવીશ. (જરા યાદ કરી વિષાદ સાથે.) અરે પેલો હાર ક્યાં હશે? (યાદ કરી પ્રગટ.) ભાઈ, તમે સદાય કહો છો કે, 'મૈત્રેય મૂરખો છે, મૂઢ છે, ગમાર છે.' પણ જુઓ, હવે તમારા હાથમાં મેં હાર આપી દીધો તે કેટલું સારું કર્યું? નહિ તો મારી પાસેથી તો ચોરાઈ જ જાત!

ચારુદત્ત: મૈત્રેય, હાંસી કરવાનો આ વખત છે?

મૈત્રેય : શું હું એટલો બધો મૂરખ છું કે હાંસીનો સમોઅસમો પણ મને ખબર ન પડે?

ચારુદત્ત : તે તેં મને હાર ક્યારે આપ્યો?

મૈત્રેય : કેમ, તમને મેં કહ્યું હતું ને કે, 'તમારો હાથ ઠંડો છે.'

ચારુદત્ત : એમ પણ હોય. (બધી બાજુ જોઈ, સહર્ષ.) અરે મૈત્રેય, કંઈક આનંદની વાત!

મૈત્રેય : શું ચોરાયો નથી ને?

ચારુદત્ત : ચોરાઈ ગયો!

મૈત્રેય : તો પછી આનંદની શી વાત?

ચારુદત્ત : એ કે એ ચોર કૃતાર્થ થઈને ગયો.

મૈત્રેય : અરે પણ એ તો થાપણ હતી.

ચારુદત્ત : આહ, થાપણ હતી. નહિ? (મૂર્છા પામે છે.)

મૈત્રેય : ભાઈ, ભાઈ! હવે થાપણ હતી ને ચોર ચોરી ગયો તો આપણા બાપનું શું ગયું એમાં?

ચારુદત્ત : (જાગ્રત થઈ.) અરે ભાઈ, આજે આપણું કોણ સાચું માનશે? સૌ કોઈ કહેશે કે મેં જ હાર ઓળવ્યો. દરિદ્ર ઉપર સૌ શંકા કરે. અરે દૈવ! તેં મારી સંપત્તિ તો ભલે લઈ લીધી, પણ મારું ચારિત્ર્ય તો અખંડ રહેવા દેવું હતું?

મૈત્રેય : ના, ના, હું મારે કહી દઈશ, કે કોણે આપ્યું છે? કોણે લીધું છે? કોણ સાક્ષી છે?

ચારુદત્ત : શું હું જુઠું બોલું, એમ? ના, ના, ભિક્ષા માગીને પણ એની થાપણ પાછી આપીશું.

રદનિકા : લો, હું ધૂતાબાને જઈને ખબર આપું.

(બધાં જાય છે.)

# અંક ત્રીજો

## દૃશ્ય પહેલું

(નેપથ્યમાં.)

અલ્યા નાઠો, નાઠો! પકડો પકડો! ઊભો રહે, ઊભો રહે 'લ્યા! નાસીને ક્યાં જવાનો છું તું.

(સંવાહક દોડતો દોડતો પ્રવેશ કરે છે.)

સંવાહક: માર્યો. આ પેલા આવે તે પહેલાં લાવ અવળે પગે ચાલી આ સૂના મંદિરમાં પેસી જાઉં ને દેવી બનીને બેસી જાઉં. (તેમ કરે છે.)

(માથુર અને દ્યૂતકર પ્રવેશે છે.)

માથુર: અલ્યા, પકડો, પકડો! દસ મહોરો ધાલીને નાઠો છે!

દ્યૂતકર: અરે તું ક્યાં જવાનો છે? પાતાળમાં જઈશ તો ત્યાંથી ખેંચી લાવીશું. (પગલાં જોઈને.) આ જાય. આ પગલી અહીં આછી થઈ.

માથુર: (પગલાં તપાસી.) અરે પગલાં અવળાં છે. અને મંદિરમાં દેવની મૂર્તિ તો છે નહિ. (વિચાર કરી.) સાલો આમાં જ અવળે પગે પેસી ગયો હશે.

દ્યૂતકર: ચાલો ત્યારે એની પાછળ.

માથુર: ચાલો.

(બંને મંદિરમાં પેસે છે. એકબીજાને નિશાનીથી બતાવે છે.)

દ્યૂતકર: અરે, અહીં તો લાકડાની મૂર્તિ છે!

માથુર: અરે ના, ના, પત્થરની છે! (મૂર્તિને જુદી જુદી રીતે હલાવે છે. નિશાનીથી.) હશે. ચાલ, રમીએ. (જુગાર રમે છે.)

સંવાહક: (દ્યૂત રમવાની ઇચ્છાને બહુ પ્રકારે રોકી રાખતો સ્વગત.) માળું, આ કત્તા શબ્દ કેવો હૃદયને હચમચાવી મૂકે છે! ના પણ હવે તો નથી જ રમવું. પાસે કોડી તો છે નહિ પણ આ કોયલના જેવો પાસાનો મીઠો અવાજ હૃદય હરી લે છે.

દ્યૂતકર ; મારો દાવ છે, મારો.

માથુર : ના, ના, મારો છે.

સંવાહક : (બીજી બાજુથી આવીને.) ના, ના, મારો દાવ છે!

દ્યૂતકર : લો, પકડાયો ’લ્યા !

માથુર : (પકડીને.) અલ્યા દેવાળિયા, હવે હાથ આવ્યો છે. ચાલ આપી દે દશ મહોરો !

સંવાહક : આપીશ ભાઈ, આપીશ !

માથુર : હમણાં જ આપી દે !

સંવાહક : આપીશ, જરા રહેમ રાખો.

માથુર : અરે, હમણાં જ આપી દે !

સંવાહક : મારું માથું ભમે છે. (ભોંય પર પડે છે.)

(બેય જણ એને ખૂબ મારે છે.)

માથુર : ચાલ, આપણા જુગારમંડળને નામે તને કેદ કરું છું.

સંવાહક : (ઊઠીને વિષાદ સાથે.) અરે રે, જુગારમંડળને નામે મને કેદ કર્યો ! જુગારમંડળનો કાયદો તો તોડાય જ નહિ અમારાથી ! હવે ક્યાંથી આપું ?

માથુર : તો વચન આપ.

સંવાહક : એમ કરું ત્યારે. (દ્યૂતકરની પાસે જઈ.) તને અર્ધું આપીશ. અર્ધું માફ કરી દે.

દ્યૂતકર : ભલે !

સંવાહક : (માથુર પાસે જઈ.) અર્ધાના હું જામીન અપાવું, અર્ધું માંડી વાળો.

માથુર : વાંધો નથી. ભલે.

સંવાહક : (માથુરને મોટેથી.) તમે અર્ધું માફ કર્યું ને ?

માથુર : કર્યું.

સંવાહક : (દ્યૂતકરને.) અર્ધું તેં પણ માફ કર્યું ?

દ્યૂતકર : કર્યું.

સંવાહક : ચાલો, રામ રામ ત્યારે.

માથુર : અરે પણ દશ મહોરો આપને ? જાય છે ક્યાં ?

સંવાહક : જુઓ ભાઈઓ, જુઓ. અર્ધી રકમના મેં આમને જામીન આપ્યા છે અને અર્ધી તો એમણે માફ કરી દીધી; તોય મારી પાસે હવે એ લોકો માગ માગ કરે છે !

માથુર : (પકડીને.) હવે એ શાહુકાર ! સફાઈ રહેવા દે. છેતરાય તે બીજા. દેવાળિયા, લાવી દે દશ મહોરો.

સંવાહક : પણ ક્યાંથી આપું ?

માથુર : બાપ વેચીને આપ !

સંવાહક : પણ બાપ જ કયાં છે ?

માથુર : તો મા વેચીને આપ !

સંવાહક : મા યે કયાં છે ?

માથુર : તો જાત વેચીને આપ.

સંવાહક : તો દયા કરો જરા. ચાલો રાજમાર્ગમાં જઈએ.

માથુર : ચાલ.

સંવાહક : ચાલો. (પરિક્રમણ કરે છે.) અરે કોઈ શેઠશાહુકાર ! મને દશ મહોરો આપી કોઈ રાખો છો ? (આકાશ તરફ જોઈ.) આપ શું કહો છો ? તને શું આવડે છે ? ભાઈશાબ, તમારું ઘરકામ કરીશ ! અરે, કાંઈ બોલ્યા વગર જ ચાલતી પકડી. લાવ બીજાને પૂછું. (તેનું તે બોલે છે.) અરે, આ પણ સાંભળ્યા વિના જ ચાલ્યો ગયો. હાય, ચારુદત્ત શેઠ હોત તો મારી આવી દશા ના રહેત. શું કરે બિચારા પણ, એય ખાલી થઈ ગયા !

માથુર : ચાલ, ધરી દે !

સંવાહક : પણ કેવી રીતે આપું? (ભોંયે ઢળી પડે છે. માથુર તેને ખેંચે છે.) અરે, કોઈ બચાવો, બચાવો! (દર્દુરક પ્રવેશે છે.)

દર્દુરક : (સ્વગત.) અરે આ તો આપણો અડ્ડો ચલાવનારો! અને આ બિચારો સંવાહક! લાવ, મથુરાને ટંડો પાડું. (પાસે જઈને.) માથુર, રામ રામ!

(માથુર રામ રામ કરે છે.)

દર્દુરક : શું છે આ?

માથુર : આ દશ સોનામહોરો આપતો નથી.

દર્દુરક : અરે એમાં તે શી વસાત! એ તો પાનસોપારી!

માથુર : (તેની બગલમાંથી લૂગડાનો ગોટો ખેંચી કાઢીને.) અરે જુઓ જુઓ, આ ચીંથરેહાલ નવલખીને મન દશ મહોરો એટલે પાનસોપારી!

દર્દુરક : અરે મૂરખ! એક 'ફી' દાવમાં દશ મહોર તો વાળી દઉં. અને શું પૈસા હોય તે કંઈ કોટે બાંધીને ફરતા હશે? અરે પાજી, દસ મહોરો ખાતર પાંચ ઇન્દ્રિયવાળા માણસને ખાવા બેઠો છે?

માથુર : અરે શેઠ, તમારે મન દશ મહોરો તે પાનસોપારી. પણ મારે મને તો એ મોટો વૈભવ છે!

દર્દુરક : એમ હોય તો સાંભળ. આને બીજી દશ મહોરો આપ. અને તમે ફરીથી એકવાર રમો.

માથુર : પછી શું થશે?

દર્દુરક : જીતશે તો આપશે.

માથુર : અને ન જીત્યો તો?

દર્દુરક : તો નહિ આપે!

માથુર : આ તે કંઈ રીત છે? બોલ્યા, નહિ આપે! તું જ આપી દે ને ત્યારે બેટમજી! આ માથુરને જેવો તેવો ના સમજતો. ભલે ને મોટો ચમરબંધી આવે. હું કોઈથી બીવાનો નથી. સાલા, વચનભંગી!

દર્દુરક: કોણ વચનભંગી?

માથુર: તું વચનભંગી.

દર્દુરક: તારો બાપ વચનભંગી! (સંવાહકને નાસી જવા નિશાની કરે છે.)

માથુર: રાંડના, આવી રીતે જ જુગાર રમ્યો છે કે?

દર્દુરક: હા, હા, અમે ય રમ્યા છીએ!

માથુર: અલ્યા સંવાહક, ચાલ આપી દે મહોરો.

સંવાહક: આપીશ, બાપા, આપીશ! (માથુર તેને રગદોળે છે.)

દર્દુરક: અરે એ, મારા દેખતાં તો તું એને મારી રહ્યો!

(માથુર સંવાહકને ખેંચી નાક પર મુક્કી લગાવે છે. સંવાહક ભોંય પર પડે છે. દર્દુરક વચમાં પડે છે. માથુર તેને મારે છે. પેલો સામે મારે છે.)

માથુર: અરે સાલા, રાંડના, તુંય લેતો જા ત્યારે!

દર્દુરક: અરે, મને રસ્તા ઉપર તો તેં માર્યો છે. પણ કાલે રાજમહેલમાં આવી જજે. દેખાડી દઈશ.

માથુર: આ જોઈ લઈશ!

દર્દુરક: કેવી રીતે જોઈ લઈશ?

માથુર: (આંખો ફાડી.) આમ જોઈ લઈશ.

(દર્દુરક માથુરની આંખોમાં ધૂળ નાખે છે ને સંવાહકને નસાડી મૂકે છે. માથુર ભોંયે પડે છે.)

દર્દુરક: (સ્વગત.) આ અઠંગ જુગારી જોડે વેર બંધાયું. હવે તો અહીં રહેવું લાજમ નથી. પેલો શર્વિલક ભાઈબંધ કહેતો હતો કે રબારીનો છોકરો આર્યક રાજા થવાનો છે એમ સિદ્ધપુરુષે ભવિષ્ય ભાખ્યું છે! અને મારા જેવા બધા તેના દળમાં ભળવા માંડ્યા છે. ચાલ હું પણ તેના જ દળમાં જોડાઈ જાઉં. (જાય છે.)

## દૃશ્ય બીજું

(વસન્તસેના અને મદનિકા બેઠેલાં પ્રવેશે છે.)

વસન્તસેના: બેન, પછી, પછી?

ચેટી: પણ તમે કશું કહ્યું તો છે નહિ પછી શું 'પછી પછી?'

વસન્તસેના: હેં! હું શું બોલી?

ચેટી: 'પછી, પછી?' એમ.

વસન્તસેના: (સભ્રૂક્ષેપ) ઓ, એમ!

દાસી: (આવીને.) બા સાહેબ, માજીએ કહેવડાવ્યું છે કે નાહી-ધોઈને હવે દેવની પૂજા કરી લો.

વસન્તસેના: જા માજીને કહે કે, 'આજે તો હું નથી નહાવાની. ને મહારાજને કહી દો કે પૂજા કરી લે.'

દાસી: ભલે બા! (જાય છે.)

મદનિકા: બેન, પૂછું? લાગણીને લીધે પૂછું છું, નહિ કે દોષ કાઢવા. તે તમને આ થયું છે શું?

વસન્તસેના: શું થયું છે?

મદનિકા: તમે બા, આ જે સૂનમૂન બેસી રહો છો હમણાં હમણાં, તે પરથી લાગે છે કે જાણે હૃદયમાં કોકને તમે ઝંખ્યા કરો છો!

વસન્તસેના: વાત તો ખરી છે તારી. બીજાના હૃદયની વાત વાંચી લે એવી પણ્ડિત છે તું તો.

મદનિકા: કેટલું મીઠું કહ્યું! હા, એ કામદેવ જ છે. તરુણ-જનોનો એ જ મહા ઉત્સવ છે ને! તો કહો કોઈ રાજા કે રાજવલ્લભની સેવા કરવાની ઇચ્છા છે તમારી?

વસન્તસેના: ના, મારે સેવા નથી કરવી. સ્નેહ જોઈએ છે.

મદનિકા: શું કોઈ વિદ્યાથી શોભતા બ્રાહ્મણ યુવકની સાથે સ્નેહ થયો છે?

વસન્તસેના: બ્રાહ્મણોને તો હું પૂજ્ય ગણું છું.

મદનિકા: તો શું અનેક નગરોમાં ફરી વૈભવશાળી થયેલા કોઈ વણિક યુવક સાથે સ્નેહ થયો છે?

વસન્તસેના: અરે, વણિક તો ગાઢ સ્નેહવાળાંને મૂકીને પણ પરદેશમાં ભમ્યા કરે ને આપણે ઘેર સીઝાઈ મરીએ.

મદનિકા: ત્યારે બેન, નથી રાજા, નથી બ્રાહ્મણ, નથી વણિક, ત્યારે એ છે કોણ?

વસન્તસેના: તું મારી સાથે કામદેવ મંદિરના ઉદ્યાનમાં તો આવી હતી.

મદનિકા: હા, આવી હતી.

વસન્તસેના: તોય જાણે કશું ન જાણતી હોય તેમ પૂછે છે?

મદનિકા: સમજી! પેલા જ કે જેણે આપણને આશ્રય આપ્યો હતો?

વસન્તસેના: હા. એમનું નામ શું?

મદનિકા: તે નગરચોકમાં રહે છે.

વસન્તસેના: અરે, પણ મેં એમનું નામ પૂછ્યું!

મદનિકા: હા, હા, એમનું ધન્યનામ આર્ય ચારુદત્ત છે!

વસન્તસેના: (સહર્ષ.) ઓ મારી મીઠડી! તું ખરું જાણી આવી!

મદનિકા: પણ બા, એ તો નિર્ધન છે એમ બધા કહે છે.

વસન્તસેના: એટલે તો એમના ઉપર મને સ્નેહ થયો છે. નિર્ધન માણસ ઉપર પ્રેમ કરનાર ગણિકાની કોઈ નિંદા નહિ કરે.

મદનિકા: એમ હોય, તો પછી ચાલો ને આપણે એમની પાસે જ જઈએ.

વસન્તસેના: હા, પણ એકદમ ત્યાં જઈએ તો આપણને પોતે બદલો આપી નહિ શકે એમ માની એ પાછા મળે જ નહિ.

મદનિકા: માટે જ પેલો અલંકાર ત્યાં મૂકી આવ્યાં. એમ ને?

વસન્તસેના: ખરી, મદનિકા, ખરી, તું બરાબર સમજી!

(ગાય છે.)

આઈ બસન્ત બહાર,
આલી, આઈ બસન્ત બહાર,
બિટપ બિટપ કલિયન મુકુલાઈ,
કલી કલી પર અલિ મંડરાઈ,
પીત પીત મધુ રસ મુરછાઈ,
જાગ પરી કો મૃદુ બયાર. આઈ૦

(સંવાહક દોડતો પ્રવેશે છે. વસન્તસેના ગાતી અટકે છે. ચેટી ચોંકે છે.)

ચેટી: કોણ છે?

સંવાહક: તમારી ગાય છું. માબાપ, શરણે આવ્યો છું.

વસન્તસેના: શરણે આવનારને તો અભય છે અહીં. (ચેટીને.) જા, બારણાં વાસી દે.

(ચેટી બારણાં વાસે છે.)

વસન્તસેના: કહે, શેનો ભય છે?

સંવાહક: બા, નાણાં ધીરનારનો!

વસન્તસેના: એમ? તો તો ચેટી, ઉઘાડી નાખ બારણાં!

સંવાહક: (સ્વગત.) હાં, નાણાં ધીરનારની આમને તો બીકેય નથી લાગતી. ક્યાંથી લાગે? જાતે પૈસાદાર હોય પછી શેનો ડર? એ તો મારા જેવા જ ગજા વગરના ગધેડા......

(વસન્તસેના ચેટીને સંજ્ઞા કરે છે.)

મદનિકા: તે તમે ક્યાંથી આવો છો? કોણ છો? કોને ત્યાં રહો છો? શો ધંધો કરો છો? શેનો ભય છે તમને?

સંવાહક: સાંભળો બા, પાટલિપુત્ર મારી જન્મભૂમિ છે. ગામના મુખીનો છોકરો છું. અહીં ચંપીનું કામ કરું છું.

વસન્તસેના: ભાઈ, બહુ સુકુમાર કળા તમે હાથ કરી છે.

સંવાહક: બા, શિખ્યો હતો તો કળા તરીકે, પણ હવે તો એમાંથી રોટલો કાઢું છું.

મદનિકા: બહુ નિરાશ થયા છો એટલે આમં બોલો છો. પછી?

સંવાહક: પછી બા, મુસાફરોને મોંએ આ તમારા દેશનું નામ સાંભળ્યું ને કેવોક દેશ હશે એમ માની જોવા નીકળી આવ્યો. અહીં ઉજ્જેણીમાં આવીનેય એક જ શેઠની નોકરી કરી છે. એવો મનીખ તો બીજો કોઈ નથી ભાળ્યો, બા! એવો જોગે વહાલો લાગે તેવો, મીઠી વાણીવાળો. દાન આપે પણ તેની બડાઈ નહિ, કોઈનો વાંકગુનો ધ્યાનમાં ન રાખે. બા, કેટલુંક કહું? એટલો બધો સજ્જન ને ઉદાર છે કે પોતાની જાત તે પોતાની નહિ પારકાની જ છે એમ માની રહે. શરણાગત પર દયા રાખે.

મદનિકા: આ તે કોણ હશે? વસન્તબાના મનોરથ જેમાં મંડાયા છે તેના જ ગુણો જાણે આ ઉજ્જેણીવાસીએ ચોરી લીધા છે.

વસન્તસેના: ખરૂં, મીઠી, ખરૂં. મારૂં હૃદય પણ એમ જ બોલી રહ્યું છે.

મદનિકા: વારૂ, પછી, પછી?

સંવાહક: પછી બા, એ દયાવંતે તો એટલાં બધાં દાન કર્યાં કે...

વસન્તસેના: કે નિર્ધન થઈ ગયા. એમ ને?

સંવાહક: મારા કહ્યા વગર પણ બાએ કયાંથી જાણી લીધું?

વસન્તસેના: એમાં શું જાણવાનું છે? ગુણ અને વૈભવ કયાં ભેગા રહે છે? જે તળાવનું પાણી પીવાય એવું ના હોય તેમાં જ બહુ પાણી રહે.

મદનિકા: ત્યારે એનું નામ શું?

સંવાહક: બા, આ પૃથ્વીના ચંદ્ર જેવા તે મહાનુભાવનું નામ કોણ નહિ જાણતું હોય? તે નગરચોકમાં રહે છે. એમનું ધન્યનામ ચારૂદત્ત.

વસન્તસેના : ( સહર્ષ આસનેથી ઊતરી. ) ઓ હો. ભાઈ, લો લો, ત્યારે આ તો તમારું જ ઘર છે હવે. લાવ ચેટી, આસન આપ એમને, પંખો નાખ, થાકી ગયા છે ભાઈ!

( ચેટી પંખો નાખે છે.)

સંવાહક : (સ્વગત.) અરે, આર્ય ચારુદત્તનું નામ લેતાં જ મારું આટલું માનપાન! ધન્ય છે ચારુદત્ત શેઠ, ધન્ય છે! ધરતી પર કોઈ જીવતું હોય તો તું જ એક જીવે છે. બાકીના તો બધા ફેફસાંમાં હવા ભરે છે. (પગે પડીને.) બહુ થયું, બા, બહુ થયું. આપ બેસો આસન પર.

વસન્તસેના : (બેસીને.) તે એ કેવી રીતે નિર્ધન થયા?

સંવાહક : ધન તો દરેકનું ચંચલ હોય છે. પણ જે આદરસત્કાર કરી જાણે છે એ જ ધનવાન છે.

વસન્તસેના : પછી?

સંવાહક : પછી શેઠે મને પગાર બાંધી નોકરીમાં રાખ્યો. પછી તો એ ખાલી થઈ ગયા અને એકલી આબરૂ જ ઘરમાં રહી. ત્યાર પછી આ પેટિયું કૂટી કાઢવા હું જુગાર રમતો થઈ ગયો. અને કમનસીબ કે દશ મહોરો હારી ગયો.

( નેપથ્યમાં : મને લૂટી લીધો રે, લૂંટી લીધો!)

સંવાહક : આ એ બે જણા મારી પાછળ પડ્યા છે તે! બા, જાતે જ સાંભળો ને હવે બને તે કરો.

વસન્તસેના : મદનિકા, બેસવાનું ઝાડ લડથડવા લાગે એટલે પંખી આમતેમ બિચારાં રવડવા લાગે જ. જા, પેલા બે જણને આ કંકણ આપી દે ને કહે કે આ ભાઈએ જ મોકલ્યું છે.

(મદનિકા તે લઈ ને જાય છે. બારણામાં ઊભી રહીને નીચે ઊભેલા જુગારીઓ સાથે વાતચીત કરે છે. માથુર નેપથ્યમાંથી બોલે છે.)

માથુર : લૂંટી લીધો રે મારા બાપલા, મને ખલાસ કરી નાખ્યો!

મદનિકા : આ ઊંચી ડોક કરી કરીને જુએ છે તે જ જુગારી હશે. અરે, કોણ છો ભાઈ?

માથુર : કેમ, બાઈ?

મદનિકા : ભાઈ, તમારામાંથી જુગારના અડ્ડાવાળો કોણ છે?

માથુર : અરે મનોહર નયનોવાળી! હું તો ગરીબ માણસ છું. બીજા કોઈને શોધી લે!

મદનિકા : આવું બોલો છો એટલે તમે જુગારી તો નહિ જ હો. અરે પણ કોઈની પાસે તમારામાંથી કોઈ પૈસા માગે છે?

માથુર : હા, હા, એક જણ દશ સોનામહોર ધાલીને નાઠો છે. તે શું તેનું...?

મદનિકા : એના વતી આ કંકણ મોકલ્યું છે અમારાં બાએ. ના, ના, ભૂલી, એણે પોતે જ મોકલ્યું છે.

માથુર : (સહર્ષ લઈ.) અરે શાબાશ શાબાશ. હવે એ શેઠિયાને કહેજો કે હવે તારા જામીન પૂરા થઈ ગયા. આવે તો હવે વળી રમીએ પાછા!

(જાય છે. તેનાં પગલાં સંભળાય છે.)

મદનિકા : (વસન્તસેના પાસે આવી.) બા, બંને જુગારી રાજી થઈને ગયા.

વસન્તસેના : ભાઈ, તમે ય હવે જાઓ ને સગાંવહાલાંને શાંત પાડો.

સંવાહક : બા, જાઉં. પણ મને થાય છે મારી ચંપીની કળા તમારી દાસીઓને બતાવતો જાઉં.

વસન્તસેના : ભાઈ, જેમની ખાતર આ કળા શીખવાની છે, તેમની તો તમે સેવા કરી છે, અને ફરી તેમની જ સેવા કરો એમ હું ઇચ્છું છું.

સંવાહક : (સ્વગત.) કેટલી ચતુરાઈથી મને ના પાડે છે. કેવીરીતે એમનો બદલો વાળું? (પ્રગટ.) બા, હવે તો હું કંટાળી ગયો છું આ જુગારીના જીવનથી. તે હું તો હવે બૌદ્ધ શ્રમણ થઈ જઈશ. તો બા, આટલું જરા ધ્યાનમાં રાખજો કે જુગારી સંવાહક બૌદ્ધ શ્રમણ થઈ ગયો છે.

વસન્તસેના : અરે ભાઈ, આવું સાહસ ના કરો.

સંવાહક : ના બા, મારો તો નિશ્ચય થઈ ગયો હવે. (થોડુંક ચાલીને.) હવે તો આ જુગારે જ મારું જીવન બદલી નાખ્યું. મને હવે કોણ હાથ અડકાડી શકશે ? ખુલ્લે માથે હવે તો રાજમાર્ગે ફરીશ.

(નેપથ્યમાં કોલાહલ સાંભળીને.)

અરે, શું છે આ ? (આકાશમાં.) શું કહો છો ? આ વસન્તસેનાનો ખુણ્ટમોડકો ગાંડો હાથી નાઠો છે! અરે, ચાલ બાસાહેબનો હાથી જોવા જાઉં. ના, ના, પણ હવે મારે શું ? હવે તો મારા સંકલ્પને જ સિદ્ધ કરું. (જાય છે.)

( કર્ણપૂરક ભપકાબંધ પોષાકમાં આનંદભર્યો પ્રવેશે છે. )

કર્ણપૂરક : ક્યાં છે વસન્તસેના ? ક્યાં છે ?

મદનિકા : અરે એ ઘેલા, કેમ આમ ઉશ્કેરાયો છે ? આ તારી નજર આગળ તો બેઠાં છે ને દેખતો નથી ?

કર્ણપૂરક : (જોઈને.) બા, પગે પડું છું.

વસન્તસેના : કર્ણપૂરક, કંઈ બહુ રાજી દેખાય છે ! શું બન્યું છે ?

કર્ણપૂરક : (સગર્વ.) બા, આપ રહી ગયાં, આ કર્ણપૂરકનું પરાક્રમ આપ જોવાનું ચૂકી ગયાં !

વસન્તસેના : શું, પણ શું ?

કર્ણપૂરક : સાંભળો બા, આ આપણો ખુણ્ટમોડકો ગાંડો હાથી આજે તો સાંકળો તોડીને, ખીલાનો થાંભલો ભાગીને નાઠો, મહાવતને મારી નાખ્યો, અને પહોંચ્યો રાજમાર્ગમાં. લોકોએ તો બૂમાબૂમ કરી મૂકી ! નાસો રે નાસો ! છોકરાં હઠાવી લો ! ઝાડ પર ચડી જાઓ ! છાપરે ચડી જાઓ ! નાસો નાસો, ગાંડો હાથી આવ્યો !

અને નાસતાં નાસતાં કોઈનાં ઝાંઝર તૂટી ગયાં, કોઈના મણિમાણેકના કંદોરા સરી પડ્યા ! કોઈનાં રત્નજડેલાં કંકણ પડી ગયાં !

અને પછી એ ગાંડો હાથી તો જાણે કમળોના ભરેલા સરોવરમાં ફરતો હોય તેમ સૂંઢથી, પગથી, દાંતથી, ભાંગફોડ કરવા મંડી પડ્યો. એવામાં

એક બાવો ઝપાટામાં આવ્યો એના! એણે તો બાવા પર સૂંઢમાંથી છંટકાવ કર્યો. બાવાની એ લાકડી ને તુંબડી જાય ગબડતાં રસ્તા પર ને હાથીએ એને ઉપાડીને નાખ્યો બેય દાંત પર. ને લોકોએ તો રાડ નાખી, 'એ બાવાને મારી નાખ્યો રે મારી નાખ્યો!'

વસન્તસેના : (ગભરાટથી.)—અરે કેટલી અસાવધતા, કેટલી અસાવધતા!

કર્ણપૂરક : ગભરાશો ના, બા. સાંભળો પછી શું થયું! પછી એમ હાથીના પગમાં તૂટેલી સાંકળોના હારડા ઢસરડાય છે, અને એના બેય દાંત પર બાવો તોળાઈ રહ્યો છે, એમ એને ભાળ્યો આ કર્ણપૂરકે—ના, ના, આપનાં અન્નપાણી ખાઈ તાજા થયેલા આ સેવકે એને ભાળ્યો. અને આડોઅવળો જતો જતો પેલા બાવાને શાતા આપતો આપતો હું પહોંચી ગયો પાસે, એક દુકાનમાંથી આ લોઢાની ભોગળ ખેંચી લીધી ને પડકાર્યો હાથીને...!

વસન્તસેના : પછી, પછી?

કર્ણપૂરક : પછી સેવકે એ ડુંગરના શિખર જેવા હાથીને એક ફટકો દાંત કચકચાવીને ઝીંક્યો અને દાંત પર પોઢેલા બાવાજીને નીચે ઉતાર્યા.

વસન્તસેના : બહુ સારું કર્યું! પછી, પછી?

કર્ણપૂરક : પછી તો હોડીમાં જાણે એક કોરે માણસો ભર્યાં હોય ને ડોલંડોલા થાય તેમ આખી ઉજ્જેણી ભેગી થઈ ગઈ ને જાણે મનીખથી ડોલવા લાગી કે, 'વાહ કર્ણપૂરક, ખરો કર્ણપૂરક!' ત્યારે બા, એક જણ કોરે ઊભો હતો. તેણે શરીર પર ઘરેણાંની જગાએ હાથ ફેરવ્યો, પણ અંગ પર કશું હતું નહિ, એટલે ઊંચું જોઈ, બિચારાએ લાંબો નિસાસો નાખ્યો ને મારા પર આ ઉપરણો નાખ્યો.

વસન્તસેના : જો જોઈએ કર્ણપૂરક, એમાં જૂઈની સુગંધ આવે છે કે નહિ?

કર્ણપૂરક : બા, હાથીના મદની ગંધ એટલી બધી મારા નાકમાં પેસી ગઈ છે કે મને ખબર નથી પડતી!

વસન્તસેના : તો જો એના પર કંઈ નામ લખેલું છે?

કર્ણપૂરક : આ છે તો ખરું. પણ આપ જ વાંચો.

(ઉપરણો પાસે લઇ આવે છે.)

વસન્તસેના : આર્ય ચારુદત્ત. (વાંચીને ભાવપૂર્વક તેને ઓઢી લે છે.)

મદનિકા : કર્ણપૂરક, બાને કેવો સરસ ઉપરણો શોભે છે?

કર્ણપૂરક : (કમને.) હાં, બાને શોભે તો છે!

વસન્તસેના : કર્ણપૂરક, લે આ તારું ઇનામ! (આભરણ આપે છે.)

કર્ણપૂરક : (લઈને માથે ચડાવી પગે પડી.) હાં, હવે બાને ખરેખરો, બહુ સરસ શોભે છે.

વસન્તસેના : કર્ણપૂરક, અત્યારે હવે ચારુદત્ત ક્યાં હશે?

કર્ણપૂરક : આ રસ્તે થઈને ઘેર જતા હતા.

વસન્તસેના : મદનિકા, ચાલ અગાસી પર જઈને એમને જોઈએ.

(ગાય છે.)

શ્યામ ગગનમેં રજત ચંદ
સખિ નિરખિ નિરખિ છલકત આનંદ.

ઝિલમિલ ઝિલમિલ તારક ટમકત,
બિન બાદલ કોઉ દામિની દમકત,
આવેગો ઘનશ્યામ આજ
કોઉ હૃદયગગનમેં પ્રેમકંદ
સખિ, શ્યામ ગગનમેં રજત ચંદ.

# દૃશ્ય ત્રીજું

વસન્તસેના : મદનિકા, ચારુદત્તની છબી આ ખંડમાં મૂકી હોય તો તને ગમે ?

મદનિકા : બહુ જ સરસ લાગે. પણ તમે પૂરી જ ક્યાં કરી છે હજી? ચીતરવા બેસો છો ને પછી ચીતરવાનું મૂકી સૂનમૂન બની ચિત્રપાટી સામે તાક્યા કરો છો !

વસન્તસેના : વાત તો ખરી છે. મને થાય છે હું એમનાં બધાં અંગો – એ સુંદર આંખો, એ મીઠું વદન, એ પ્રૌઢ ખભા બધું ચીતરી શકીશ. પણ એનું હૃદય કેમ ચીતરવું તે મને સમજાતું નથી.

મદનિકા : એમનું હૃદય તો બા, તમે જ જાણો તો !

વસન્તસેના : (ટપલી મારી.) હા. લુચ્ચી ! હું જ એક જાણું છું. જા ચિત્રપાટી લઈ આવ. આજે હું એમનું હૃદય ઓળખી શકી છું એમ લાગે છે.

(દાસી આવે છે. નમસ્કાર કરે છે.)

વસન્તસેના : કેમ ?

દાસી : બા, માજીએ કહેવડાવ્યું છે કે, દરવાજે પડદાવાળી ગાડી આવી છે. માટે જવાનું છે !

વસન્તસેના : દાસી, કોણ ચારુદત્ત મને લેવા આવ્યા છે ?

દાસી : ના, બા, આમણે તો ગાડી સાથે દશ હજારનો દાગીનો મોકલ્યો છે.

વસન્તસેના : પણ એ છે કોણ ?

દાસી : પેલો જ, રાજાનો સાળો, શકાર !

વસન્તસેના : (સક્રોધ.) મર અહીંથી. ખબરદાર જો ફરી અહીં એ વાત લાવી છે તો ?

દાસી : બા, પણ એમાં મારો શો વાંક છે ? હું તો સંદેશો લઈ આવી છું.

વસન્તસેના : હા, હા, તે હું સંદેશા પર જ ગુસ્સે થઈ છું.

મદનિકા : પણ, બાસાહેબ, આવા ગ્રાહકને ના કેમ કહેવાય?

વસન્તસેના : (ડોળા કાઢી.) મદનિકા! તું પણ...?

દાસી : તો માજીને શું કહું?

વસન્તસેના : કહી દે કે 'જો મને જીવતી જોવી હોય, તો ફરી કોઈ દહાડો આવી વરધી મારી કને ના મોકલે.'

દાસી : જેવી બાસાહેબની મરજી! (જાય છે. મદનિકા જવા કરે છે.)

[ વસન્તસેના : મદનિકા! ક્યાં જાય છે?

મદનિકા : કેમ બા? ચિત્રપાટી લઈ આવું ને?

વસન્તસેના : (સવિષાદ.) રહેવા દે, બેન! આજે હવે મારાથી ચિત્ર નહિ બને, અને મૂવો એ શકાર! જમ્મ થઈને મારી પાછળ પડ્યો છે! (ગભરાય છે.)

મદનિકા : બા, બા, આમ શું કરો? એની શી હામ છે?

વસન્તસેના : હામ તો એની જ છે ને હમણાં? આર્યક પકડાયા પછી એનો જ દોર હવે તો બધે છે.

મદનિકા : પણ આ કાલે આર્યકનું દળ તૈયાર થઈ જશે ને આર્યકને ય છોડાવશે અને આ પાપી રાજતંત્રનો અંત આવશે!

વસન્તસેના : (નિરાશાથી.) આવે ત્યારે ખરો! આ ચારુદત્ત જેવા પણ હજી શિથિલ છે! જા, પંખો લઈ આવ, હું અગાસી પર જાઉં છું. જલદી આવજે.

મદનિકા : હા, આ આવી જાણો! (જાય છે.)

વસન્તસેના : હા, દૈવ! તું પણ અમને પૂતળાં બનાવી ક્યાં ક્યાં ફેંકે છે! લાવ, મદનિકા આવે ત્યાં લગી આ ઝરૂખામાં ઊભી રહું.

(ઝરૂખામાં ઊભી રહે છે.)]

(બીજી બાજુએથી શર્વિલક પ્રવેશે છે.)

શર્વિલક : (સ્વગત.) થઈ ગઈ તો ભારે! પણ હશે. મદનિકા ક્યાં હશે? (મદનિકા પંખો લઈને જતી દેખાય છે.)

અરે, મદનિકા!

મદનિકા : (તેને જોઈને.) એ...કોણ શર્વિલક! આવ, આવ, તું ક્યાંથી?

શર્વિલક : કહું છું! (એક બીજાને સાનુરાગ જુએ છે.)

વસન્તસેના : મદનિકાને વાર થઈ કંઈ! ક્યાં ગઈ હશે? (નીચે જોઈ.) અરે, આ કોઈ પુરુષ જોડે વાત કરે છે. કેવી પ્રેમભરી નિશ્ચળ આંખે જાણે એને પીતી હોય તેમ લાગે છે. એ પુરુષ પણ એને આ ગુલામીમાંથી છોડાવવા ઇચ્છતો હોય. ભલે, ભલે પ્રેમ કરતાં. કોઈની ય પ્રીતિ ન વિછોડાજો. ચાલ, હમણાં એને નહિ બોલાવું.

મદનિકા : કહે, શર્વિલક!

(શર્વિલક ચારે દિશામાં શંકાપૂર્વક જુએ છે.)

મદનિકા : કેમ, એમ આમ બધે બીતોબીતો ભાળે છે?

શર્વિલક : કાંઈક છાની વાત કહેવાની છે. આટલામાં કોઈ છે તો નહિ ને?

મદનિકા : ના.

વસન્તસેના : શું કોઈ ખૂબ છાની વાત છે? તો તો હું નહિ સાંભળું.

શર્વિલક : મદનિકા, વસન્તસેના તને પૈસા લઈને છૂટી કરશે?

વસન્તસેના : શું મારે લગતી વાત છે? તો તો સાંભળું.

મદનિકા : શર્વિલક, મેં ય વસન્તબાને પૂછ્યું હતું. એ તો કહે છે કે મારું ચાલે તો હું તો વગર પૈસાએ પણ મારી બધી દાસીઓને મુક્ત કરી દઉં. પણ અરે, તારી પાસે તે એટલો બધો પૈસો ક્યાંથી કે તું મને પૈસા આપી છોડવવાની વાત કરે છે?

શર્વિલક: શું કરવા?

મદનિકા: (કાનમાં.) આટલા માટે.

શર્વિલક: (શરમથી.) અરે, હાય! જે ડાળ છાયા દેતી હતી તેને જ મેં અજાણે કાપી નાખી.

વસન્તસેના: અરે, આ બિચારો પણ દુ:ખી થાય છે. તે એણે ય અજાણતાં જ આ કર્મ કર્યું હશે.

શર્વિલક: મદનિકા, ત્યારે હવે શું કરવું?

મદનિકા: પણ એમાં મને શું પૂછે? તું જ પંડિત છે ને મોટો!

શર્વિલક: ના, ના, અમારી પંડિતાઈ તો શાસ્ત્રોમાંથી આવેલી છે. પણ તમે સ્ત્રીઓ તો કુદરતી રીતે જ પંડિત છો.

મદનિકા: એમ? તો જો મારું માને તો હું તો કહું છું કે એમને ઘેર જઈને આ હાર પાછો આપી આવ.

શર્વિલક: અને પછી મને રાજદરબારમાં પહોંચાડી દીધો તો?

મદનિકા: ના ના, ચંદ્રમાંથી તે કંઈ તાપ પડે?

વસન્તસેના: ખરી મદનિકા, ખરી તું!

શર્વિલક: જો, મદનિકા! મને કાંઈ આ કર્મથી શોક નથી થતો કે બીકે ય નથી લાગતી. એ સાધુપુરૂષના ગુણો મારી આગળ કહેવાની જરૂર નથી. અને રાજા ય મારા જેવાઓને શું કરી નાખવાનો છે? પણ આ અમારી ચોરોની નીતિથી અવળું છે. માટે બીજો કાંઈ ઉપાય વિચારી કાઢ.

મદનિકા: તો પછી આમ કરીએ.

વસન્તસેના: વળી બીજું શું કરશે?

મદનિકા: તું એ શેઠનો જ માણસ છે એમ બનીને વસન્તબાને આ અલંકાર પહોંચાડી દે.

શર્વિલક: એમ કર્યાથી શું વળશે?

મદનિકા: કેમ? તું ચોર મટી જશે, ચારુદત્ત દેવામાંથી છૂટશે, અને વસન્તબાને અલંકાર મળી જશે.

શર્વિલક: ના, ના, એમાં તો બહુ જોખમ છે!

મદનિકા: અરે હું કહું છું કે પહોંચાડી દે. નહિ તો એનાથીયે મોટું જોખમ ઊભું થશે.

વસન્તસેના: ખરી મદનિકા, ખરી તું! ખરી કુલીન રીતે તું બોલે છે.

શર્વિલક: તારૂં કહેવું સાચું લાગે છે. તારે પગલેપગલે ચાલતાં મને બધું જ્ઞાન મળશે એમ લાગે છે.

મદનિકા: જો ત્યારે, હું વસન્તબાને ખબર આપું ત્યાં લગી તું અહીં ઘડીક ઊભો રહે.

શર્વિલક: ભલે. (વસન્તસેના મૂળ જગાએ આવી જાય છે.)

મદનિકા: (વસન્તસેના પાસે આવીને.) વસન્તબા, ચારુદત્ત શેઠને ત્યાંથી એક બ્રાહ્મણ આવ્યો છે.

વસન્તસેના: કેમ જાણ્યું એમને ત્યાંથી આવ્યો છે?

મદનિકા: કેમ બા, આપણા ઘરનું માણસ હોય તેનેય ના ઓળખું?

વસન્તસેના: (સ્વગત માથું ધુણાવી સ્મિત કરી.) ખરી વાત! (પ્રકટ.) જા, લઈ આવ.

મદનિકા: હા, લઈ આવું. (શર્વિલક પાસે જઈ.) આવો, પધારો.

શર્વિલક: (આવીને મૂંઝાતો મૂંઝાતો.) નમસ્કાર, દેવી!

વસન્તસેના: નમસ્કાર! બેસો.

શર્વિલક: શેઠ ચારુદત્તે કહેવડાવ્યું છે કે, અમારૂં ઘર હવે તો પડી જવા જેવું થઈ ગયું છે એટલે આ હાર સાચવી શકાય તેમ નથી. તો પાછો લઈ લો. (મદનિકાના હાથમાં હાર સોંપી ચાલવા માંડે છે.)

વસન્તસેના: અરે, તો મારો પણ એક સંદેશો લેતા જાઓ.

શર્વિલક: (સ્વગત.) કોણ જવાનું છે ત્યાં? (પ્રકાશ.) કહો, શું કહેવાનું છે?

વસન્તસેના: તમારે મદનિકાને લઈ જવાની છે.

શર્વિલક: દેવી, મને તો કાંઈ ન સમજાયું.

વસન્તસેના: પણ હું સમજાવું છું ને?

શર્વિલક: એટલે શું?

વસન્તસેના: મને ચારુદત્ત શેઠે કહ્યું છે કે 'જે આ અલંકાર લઈને આવે તેને તારે મદનિકા આપવી.' એટલે તમારે એમ સમજવાનું છે કે એ શેઠ જ તમને મદનિકા આપે છે.

શર્વિલક: (સ્વગત.) મને આ જાણી ગયાં લાગે છે. (પ્રગટ.) ધન્ય ચારુદત્ત, ધન્ય!

વસન્તસેના: અરે કોણ છે ગાડીવાન?

(ગાડીવાન આવે છે.)

ગાડીવાન: બાસાહેબ, ગાડી તૈયાર છે.

વસન્તસેના: બેન મદનિકા! જો મારી સામે જો. જા, તને મેં આપી દીધી.

મદનિકા: (રડતી.) ના, બાએ મને તરછોડી! (પગે પડે છે.)

વસન્તસેના: હવે તો તું પગે પડવા જેવી થઈ. જા. ગાડીમાં બેસ હવે. મને ભૂલી ન જઈશ, હોં!

શર્વિલક: કલ્યાણ થજો તમારું, દેવી! મદનિકા, દેવીને આંખો ભરીને જોઈ લે. એમના ચરણની રજ માથે લે. એમણે જ તને 'વધૂ' શબ્દ ભેટ આપ્યો છે. (મદનિકા સાથે જવા માંડે છે.)

(નેપથ્યમાંથી.)

સાંભળો! સાંભળો! કોટવાળ ફરમાવે છે કે દરેક જણ પોતપોતાનું સ્થાન સંભાળી લો. સિદ્ધ પુરુષે ભવિષ્ય ભાખેલું કે એક રબારીનો છોકરો નામે આર્યક આ દેશનો રાજા થવાનો છે. એટલે મહારાજા પાલકે એ

ગોવાળિયાને એના ગામડેથી પકડી મંગાવીને અંધારી કેદમાં પૂરી દીધો છે. માટે સૌ સાવધ રહેજો, સાવધ રહેજો....

શર્વિલક : (સાંભળીને.) શું? પાલક રાજાએ મારા પ્રિયમિત્ર આર્યકને કેદ કર્યો છે? અને આ હું તો હમણાં પરણી બેઠો. અરે આપદ! શું કરું?

જગતમાં માણસને બે જ ચીજ વહાલી હોય છે. મિત્ર અને સ્ત્રી. પણ હમણાં તો સો સુંદરીઓ કરતાં પણ મિત્ર જ મારે તો વધારે છે. ચાલ હું તો જાઉં! (જવા કરે છે.)

મદનિકા : (આંસુ સાથે, હાથ જોડી.) ભલે જાઓ. પણ તે પહેલાં મને મારાં કુટુંબીઓ ભેગી કરતા જાઓ.

શર્વિલક : ધન્ય, પ્રિયે, ધન્ય. મારા મનની વાત તેં બરાબર સમજી લીધી. (નોકરને.) અરે ભાઈ, રેભિલ શેઠનું ઘર જાણે છે ને?

નોકર : હોવે!

શર્વિલક : તો જા, આમને ત્યાં પહોંચાડી આવ.

નોકર : પોકાડી આવું, બાપા!

મદનિકા : ભલે, હું જાઉં છું. પણ જાળવીને કામ કરજો.

(જાય છે.)

શર્વિલક : ત્યારે, હું પણ હવે કામે લાગી જાઉં.

## દૃશ્ય ચોથું

[ (મૈત્રેય થાકેલો પ્રવેશ કરે છે. તેને જોઈ.

શર્વિલક: અરે, આ તો રાતવાળો, ચારુદત્તના ઘરનો માણસ! શું થયું હશે ત્યાં મેં ચોરી કર્યા પછી? લાવ, પૂછું તો ખરો! અરે, એ ઘરમાં કેટલો સંતાપ થતો હશે? અને તેય મારે લીધે!

મૈત્રેય: (લાકડીને ટેકે ચાલતો.) હા દૈવ! શું થવા બેઠું છે આ?

શર્વિલક: નમસ્કાર, ભટજી!

મૈત્રેય: (ચોંકીને.) કોણ? શું કામ છે તારે ભાઈ? જાને તારે રસ્તે જતો હોય ત્યાં?

શર્વિલક: ના, ના, ભટજી મેં કુ...

મૈત્રેય: તે કાંઈ નોતરું આપવા આવ્યો હોય તો કહે. હમણાં તો કડાકા ચાલે છે. કોઈ બામણુનેય જમાડતું નથી. દેશમાંથી ધરમેય જવા બેઠો. રાજા કપાતર પાક્યો હોય ત્યાં બીજું શું થાય?

(નેપથ્યમાંથી અવાજ.)

સાવધ રહો! સાવધ રહો! બળવાખોરોથી સાવધ રહો!

(ચોંકે છે.) ઓ રામ!

શર્વિલક: મહારાજ, પેટ ભરીને જમાડીશ. આજે તો મારે મંગલ દિવસ છે!

મૈત્રેય: તારે મંગલ હશે. પણ આ અહીં તો મરી ચાલ્યા.

શર્વિલક: લો ચાલો ત્યારે મહારાજ, આપણે ઘેર!

મૈત્રેય: તારે ઘેર? પણ આ એક કામ પતાવી આવવા દે. પંચાત તે કંઈ ઓછી છે?

શર્વિલક: શું થયું છે મહારાજ? ક્યાં રહો છો?

મૈત્રેય: અરે રહેવાનું વળી અમારે ક્યાં છે હવે? આ રસ્તા પર રવડી ખાતા હતા તેય હવે નિરાંતે નથી થતું. જરા કોઈને ઓટલે આડા પડ્યા હોઈએ કે પેલાં સપઈડાં આવીને ગોદા મારે ને જગાડે

ને બધાં લૂગડાં તપાસે. માળાંનું ચાલે તો પેટમાં ય સળિયો નાખ્યા વગર ના રહે. બળવો થવાનો છે ને હવે તે માળાં ઊંચાંનીચાં થઈ ગયાં છે!

શર્વિલક: અરે રામ, તમારા જેવાની યે આ દશા?

મૈત્રેય: હા, ભાઈલા. અને સપઈડાં ના હોય ત્યારે આ પેલા ગોવાળિયાના લોક જગાડે. છાનામાના આવી પડખે બેસે ને પૂછે કે, કેમ રાજાનું રાજ ગમે છે ને? તે ના ગમતું હોય તો શું કંઈ ઢોલ વગાડાય છે? પછી બધી વાતો માંડે ને કહે કે ચાલો ને તમે ય બળવામાં. અરે બાપ, રોજ દસપંદર જણા તો પૂછી જ જાય છે એમ.

શર્વિલક: તે મહારાજ સારું ને!

મૈત્રેય: તે તું ય તેમાંનો છે કે શું?

શર્વિલક: તે હોઉં તો શું? મને ઝલાવી દેશો?

મૈત્રેય: ના રે ભાઈ, આ આમે ય ક્યાં મુવા નથી પડ્યા? આ રાજાનો સાળો તો ફાટ્યો છે. લોકોની અસ્ત્રીઓની આબરૂ લૂંટે, લોકોનાં ઘર કોચાવે. એવું રાજ તે કાંઈ ટકે? અને ભવિષ્યવાણી તે કાંઈ ખોટી પડે? એ તો પાલક જવાનો ને આર્યક રાજા થવાનો જ એમ આખી ઉજ્જેણી બોલે છે.

શર્વિલક: મહારાજ, તમે ય આશીર્વાદ આપો ત્યારે?

મૈત્રેય: અમારા તો આશીર્વાદ છે જ. પણ મુવો એ ભગવાન! અમને એ આશીર્વાદ નથી આપતો. આ ટાંટિયા ઘસડતા ઘસડતા હીંડવું પડે છે. નહિ તો આ જીવડો ચાર ઘોડાના રથ વગર આ રસ્તેથી નીકળ્યો નથી.

શર્વિલક: મહારાજ, તડકીછાંયડી બધા ય ને છે.

મૈત્રેય: છેસ્તો ભાઈ. પણ નસીબ રૂઠે છે ત્યારે તો સામટું રૂઠે છે. નહિ તો આમ પૈસો તો જાય પણ ભેગાભેગી આબરૂ ય જવાની વેળા ના આવે! અરે બિચારા ચારુદત્ત!

શર્વિલક: કોની વાત કરો છો? પેલા લખપતિ નગરશેઠની?

મૈત્રેય: હવે શેના લખપતિ, ભાઈ? દાનેશરીએ આ ઘરમાં પહેરવાને તો લગડું રહેવા નથી દીધું. એમાં પાછું દુકાળમાં અધિક માસ પેઠમ આ ઘરમાં ચોરી થઈ.

શર્વિલક : અરરર !

મૈત્રેય : તે ઘરની જણસ ગઈ હોત તો ઠીક. પણ આ પારકાની વસ ચોરઈ ગઈ!

શર્વિલક : કોની ?

મૈત્રેય : હશે. પણ હવે એ વાત શું કરવા કહું ?

શર્વિલક : ના, ના, મહારાજ, કહો કહો !

મૈત્રેય : હા હા, હવે તો મારે ઢોલ જ પીટવો પડશે. તે વિના ભાઈની સુધ ઠેકાણે નથી આવવાની. એમ છે ભાઈ, કે આ અમારા ચારુદત્ત એ તો વરસોના શેઠ. તે હવે ખાલી થયા ત્યારે પેલી વેશ્યા વસંતસેના એમની પાછળ પડી છે. અને કહોને એય હવે એની પાછળ છે. તે પેલી એક દહાડો અલંકાર મૂકી ગઈ આવીને. અને તે જ ચોર ચોરી ગયો.

શર્વિલક : અરેરે, બીજું કાંઈ એને ચોરવા ના મળ્યું ?

મૈત્રેય : હોય શું તે ચોરવા મળે ? અને હવે આબરૂ તો રાખવી જોઈએ. તે શેઠાણીએ પીયરનું એક આટલું ઘરેણું બાકી રહ્યું હતું, આ રતનમાળા, તે કાઢી આપ્યું.

શર્વિલક : શેઠાણીએ આપ્યું ?

મૈત્રેય : એ તો ભાઈ કુલીનના ઘરનાં તે બધાં જ કુલીન હોય. પતિની પ્રતિષ્ઠા કોને વહાલી ના હોય? તે હવે મને કામ વળગાડ્યું છે, આ એમતેમ સમજાવીને રતનમાળા વસંતસેનાને આપી આવવાનું. જો તે સમજણી હશે તો નહિ લે ને પછી લોભિયેણ હશે તો લેશે ! લે ભાઈ, ત્યારે તું બેસજે. હું આપીને આવું છું.

શર્વિલક : મહારાજ, આવો ત્યારે. હું સામે ઓટલે બેઠો છું.

(વિદૂષક અંદર જાય છે.)

અરેરે, મેં કેટલાં અનિષ્ટ કર્યાં છે ! પણ ધન્ય છે વસન્તસેના ! તું પણ ખરી કુલીન ! ચારુદત્ત જેવા દ્રવ્ય વગરનાને પણ તું જ પ્રેમ કરી શકે ! અને વગર દ્રવ્યે પોતાની દાસીને પણ તું જ છોડી મૂકે ! તારો પ્રણય અખંડ રહેજો !

(જાય છે.) ]

## દૃશ્ય પાંચમું

મૈત્રેય : અલ્યો, કોઈ ઘરમાં છે કે નહિ?

દાસી : કોણ છે? નમસ્કાર, મહારાજ!

મૈત્રેય : તે તારી શેઠાણી ઘેર છે? કહે ચારુદત્ત શેઠને ત્યાંથી ભટજી આવ્યા છે.

દાસી : કહું, મહારાજ! તહીં લગી આ આસન પર બેસો! (જાય છે.)

મૈત્રેય : હા, તું જલદી જા. (સ્વગત.) આપણે બેસવાના નથી. અરે હું તો વેશ્યાના ઘરમાં પગે ય ના મૂકું. પણ આ ભાઈબંધ તે આ બ્રાહ્મણ પાસે કેવાં કેવાં કામ કરાવે છે! (આસપાસ જોઈને.)

શું માળું મકાન છે? આ તે ગણકાનું ઘર કે કુબેરભંડારીનું ઘર? કંઈ નજર ના કર્યું કરે! માળ પર માળ, મેડી પર મેડી! લક્ષ્મી તો અહીં જ રહેતી લાગે છે! શેઠને જો આવી સ્ત્રી મળે તો તો ધન્ય થઈ જઈએ. અરે, પણ ભોળા બ્રાહ્મણ! એવું તે વળી થાય! આ જો ને. તે દી મેં ધાર્યું તું કે હાર દખણામાં આપ્યો. પણ નીકળ્યો થાપણનો. તે આ ઉજાગરા કરીકરીને સાચવ્યો ને ચોરાઈ ગયો ત્યારે પાછું ઘરનું ઘરેણું હવે આ આપવાનું થયું. હશે ભાઈ!

દાસી : ચાલો, મહારાજ.

મૈત્રેય : ચાલ, બાપ! કેટલા દાદરા ચડવા પડશે!

(વસન્તસેના પાસે પહોંચે છે.)

કલ્યાણ!

વસન્તસેના : (ઊભી થઈને.) પધારો! પધારો! બેસો.

મૈત્રેય : (કચવાતે મને.) તમે બેસો! (સ્વગત.) આ દાદરા ચડીને પગમાં તો ગોટલા બાઝી ગયા છે. અને આવી મખમલની ગાદી. હે રામ!

વસન્તસેના : બિરાજો, મૈત્રેયજી!

મૈત્રેય : (સ્વગત.) હે રામ! કાયાને તે કેટલી કષ્ટવી? (બેસી પડે છે.)

વસન્તસેના : કેમ શ્રેષ્ઠીજી આનંદમાં છે ને?

મૈત્રેય : બહુ આનંદમાં છે !

વસન્તસેના : મૈત્રેયજી, બોલો, કેમ પધારવું થયું ?

મૈત્રેય : સાંભળો, શેઠજીએ માથે હાથ જોડીને કહેવડાવ્યું છે કે —

વસન્તસેના : (હાથ જોડીને.) શી આજ્ઞા છે ?

મૈત્રેય : કે, આ પેલો અલંકાર તમે મૂકી ગયાં હતાં તે અમે તો ભૂલમાં અમારો સમજી જુગારમાં હારી ગયા છીએ. અને એ જુગારી તો હવે કાંઈ હાથ આવે એમ છે નહિ.

દાસી : સાંભળો બા, આનંદની વાત. શેઠજી જુગારી બન્યા હવે.

વસન્તસેના : (સ્વગત.) આ શું ? અલંકાર તો ચોરાઈ ગયો છે તોય શી કુલીનતા કે જુગારમાં હારી ગયો એમ કહે છે. પ્રિય ! તારા ઉપર સ્નેહ કેમ ન થાય ?

મૈત્રેય : માટે હવે આ રતનમાળા તમે લો.

વસન્તસેના : (સ્વગત.) શું પેલો અલંકાર બતાવું ? (વિચારી.) ના, ના.

મૈત્રેય : શું ત્યારે તમારે રતનમાળા નથી લેવી ને ?

વસન્તસેના : (હસીને સખીમુખ જોતી.) મૈત્રેયજી, શું કરવા ના લઉં ? (લઈને બાજુએ મૂકે છે. સ્વગત.) અરે મોર વગરના આંબા પરથી પણ હજી મધનાં બિંદુ પડે છે ! (પ્રગટ.) મૈત્રેયજી, એ જુગારી શેઠજીને મારું નામ દઈ કહેજો કે, 'હું સાંજની વેળાએ મળવા આવવાની છું.'

મૈત્રેય : (સ્વગત.) હજી વળી શું બીજું લેવા આવવાની છે ? (પ્રગટ.) હા, કહીશ. (જતાં જતાં સ્વગત.)–કે 'હવે બાપ આ બલામાંથી છૂટો !' (જાય છે.)

વસન્તસેના : સખી ! લે આ રત્નમાળા ! ચાલો, ચારુદત્ત પાસે જઈએ.

દાસી : બા, જુઓ જુઓ. આ વાદળ તો ચડી આવ્યાં છે.

વસન્તસેના : ભલે, ચડવાં હોય તેટલાં વાદળ ચડી આવે. પ્રિયતમ પાસે જતાં મને કોઈ નહિ રોકી શકે. જા, પેલો અલંકાર જલદી લઈ આવ.

(જાય છે.)

# અંક ચોથો

## દૃશ્ય પહેલું

(આસન પર બેઠેલો પ્રેમાતુર ચારુદત્ત પ્રવેશે છે.)

ચારુદત્ત : (ઊંચું જોઈ.) શું કાંઈ આજે અકાળે આ તોફાન છે? કેવું વાદળ ચડી આવ્યું છે! વસન્તસેના પાસે મૈત્રેયને ગયે પણ ઘણી વાર થઈ ગઈ! હજી ના આવ્યો!

(ગીત ગુંજે છે.)

ઉમડી બદરી, ઘનઘટા છવાઈ,
બિજલી ચમક અનૂઠી લાઈ.

તરસ તરસ ચાતકઉર વ્યાકુલ,
પ્યાસ ન બૂઝત બિન બાદલજલ,
મરત મરત છિનછિન અકુલાઈ. ઉમડી૦

મૈત્રેય : (પ્રવેશી સ્વગત.) અરે રે, શો ગણિકાને લોભ! અને વિવેકનું તો નામ નહિ! બસ એનો પ્રેમ, પ્રેમ ને પ્રેમ. ને ઝટ લઈને રતનમાલા લઈ લીધી. અરે આટઆટલી સંપત્તિ સંઘરીને બેઠી છે, પણ એટલો ય વિવેક ના કર્યો કે 'મૈત્રેયજી, એકાદ પવાલું પાણી તો પીતા જાઓ.' ના, ભાઈ, આપણે તો હવે એનું મોં ય જોવાના નથી! કંઈ કહ્યું છે તે ખોટું છે કે, 'વાણિયો છેતર્યા વગર ના રહે, સોની ચોર્યા વગર ના રહે, ગામડાના પંચમાં તકરાર થયા વગર ના રહે, અને વેશ્યા લોભ કર્યા વગર ના રહે.'? તે હવે તો ભાઈ આ ભાઈબંધને કહેવું પડશે કે 'બહુ થયું હવે. ગણિકાનો આ પ્રેમ પહોંચી ગયો, બાપલા! આટલેથી પતવી દો!' લો, આ વાડીમાં જ બેઠા છે ને ભાઈ તો! (પાસે જઈને.) જય આવ્યો, ભાઈ!

ચારુદત્ત : (જોઈને.) આવ, આવ, ભાઈ! બેસ.

મૈત્રેય : આ બેઠો. (બેસે છે.)

ચારુદત્ત : કહે, કામ થઈ ગયું ને?

મૈત્રેય : કામ તો કથળી ગયું.

ચારુદત્ત : શું રત્નાવલી ના લીધી?

મૈત્રેય : આપણાં વળી એવાં ભાગ્ય ક્યાંથી હોય? તાજા કમળ જેવા હાથની અંજલિ કરીને રતનમાળાને માથે ચડાવી.

ચારુદત્ત : તો પછી કામ કથળ્યું એમ કાં કહે છે?

મૈત્રેય : કથળ્યું નહિ તો શું થયું વળી? જેને નથી ખાધી કે પીધી એવી પેલી એક ચાર બદામની હારડી ચોર લઈ ગયો ને તેને બદલે સાત સાગરના સાર જેવી આ રતનમાળા આપી દેવી પડી!

ચારુદત્ત : ભાઈ, એમ કેમ કહેવાય? જે વિશ્વાસ રાખી આપણે ત્યાં થાપણ મૂકી ગઇ તે મહા વિશ્વાસનું આપણે આ મૂલ્ય આપ્યું છે.

મૈત્રેય : ભાઈ, અને મને એક બીજા કારણે પણ ક્રોધ ચડ્યો છે. મોઢું આડું કરીને એની સહિયર ભણી જોઈને મારી હાંસી કરી! તે જો ભાઈ, આ બામણ તને પગે લાગીને કહે છે કે 'આ વિપત્તિની ખાડ્ય જેવી ગણિકાની લત મૂકી દો ભાઈ હવે!' આ ગણિકા એટલે શું? જોડામાં કાંકરી પેસી જાય એમ પેઠા પછી એને કાઢવી ભારે છે. કહેનારે ખોટું નથી કહ્યું કે જ્યાં જ્યાં ગણિકા હોય, હાથી હોય, વાણિયો હોય, જાસુસ હોય કે ગધેડો હોય ત્યાં ભલભલા ઠગનો પણ ગજ ના વાગે.

ચારુદત્ત : ભાઈ, હવે આમ જીવ બાળવાની આવશ્યકતા નથી. આપણી અવસ્થા જ એવી છે કે હવે બીવાનું કશું નથી. ઘોડાને દોડવું તો બહુ યે હોય પણ પગમાં શક્તિ હોય તો જ દોડાય ને? અને આ ગણિકા તો જ્યાં દ્રવ્ય હોય ત્યાં જ જાય ને? (સ્વગત.) ના, ના. આ તો ગુણ હોય ત્યાં જનારી છે. (પ્રગટ.) અને આપણી કને દ્રવ્ય તો છે નહિ એટલે હવે એ તો ગઈ જ સમજી લેવી!

મૈત્રેય : (નીચું જોઈ સ્વગત.) આ ભાઈ ઊંચું જોઈ લાંબા લાંબા નિસાસા નાખે છે તે મને તો લાગે છે કે હું જેમ જેમ વારૂં છું તેમ તેમ એની લાગણી તો વધતી જાય છે. વાત તો ખરી છે કે 'પ્રેમ તો

અવળું જ સૂઝાડે !' (પ્રગટ.) ભાઈ, અને એણે કહાવ્યું છે કે, 'ચારુદત્તજીને કહેજો કે હું આજે સાંજે ઘેર આવવાની છું.' તે મને તો લાગે છે રતનમાળાથીય તૃપ્ત નથી થઈ તે બીજું માગવા આવતી હશે.

ચારુદત્ત : ભલે આવે, ભાઈ ! આવશે તો તૃપ્ત થઈને જશે.

(ચેટ બાજુએ પ્રવેશે છે.)

ચેટ : (સ્વગત.) વસન્તબાએ કહ્યું છે કે, 'જા, ચારુદત્ત શેઠજીને ત્યાં જઈને ખબર કહે કે હું આવું છું.' તે શેઠ તો આ બેઠા વાડીમાં. અને પેલો ભેમણ પણ છે. લાવ એને જ બોલાવું.

(ઢેફું ફેંકે છે.)

મૈત્રેય : અરે, આ કોણ ઢેફાં મારે છે? જાણે આંબા પરથી કેરી ના પાડવી હોય !

ચારુદત્ત : એ તો અગાસીમાં રમતાં કબૂતરોએ ઢેફું પાડ્યું હશે.

મૈત્રેય : અરે રાંડના કબૂતર, ઊભો રહે ! આ પાકી કેરી પેઠે તને આ લાકડીના ઝપાટાથી તોડી ના પાડું તો !

(લાકડી ઉગામીને દોડે છે.)

ચારુદત્ત : (જનોઈથી ખેંચીને.) અરે ભાઈ, બેસ બેસ ! એમાં શું? રમવા દે બિચારા કબૂતરને !

ચેટ : શું કબૂતરને ભાળે છે ને મને નથી ભાળતો ? લાવ બીજું ઢેફું મારું. (મારે છે.)

મૈત્રેય : (આમ તેમ જોઈ.) શું કુંભલો આવ્યો છે ? લાવ જોઉં. (જઈને બારણું ઉઘાડી.) અરે, તું છે ? આવ આવ !

ચેટ : રામ રામ, ભટજી !

મૈત્રેય : અરે, પણ આવા અંધારામાં કેમ આવ્યો ?

ચેટ : અરે, એ આઈ છે !

મૈત્રેય : કોણ છે એ 'એ' ?

ચેટ : એ...એ.

મૈત્રેય : અરે દુકાળમાં મરવા પડ્યો હોય એમ શું એ...એ... બક્યા કરે છે?

ચેટ : અને ત્યારે તું પણ શું કાગડાની પેઠે 'કોંઅ કોંઅ' કરે છે?

મૈત્રેય : લે ત્યારે શું કહેવા આવ્યો છે તે કહે.

ચેટ : (સ્વગત.) લાવ, એમ કહું ત્યારે. (પ્રગટ.) અરે, જો તને એક વરત મૂકું?

મૈત્રેય : તો હું તારે માથે પગ મૂકીશ.

ચેટ : જવા દે હવે. કહે જોઈએ આંબાને મોર ક્યારે આવે?

મૈત્રેય : ગ્રીષ્મમાં.

ચેટ : (સહાસ્ય.) અરે, ના ના.

મૈત્રેય : (સ્વગત.) ત્યારે શું જવાબ દઉં? (વિચારી.) લાવ, ચારુદત્તને પૂછી આવું. (પ્રકાશ.) અરે ઘડીક ઊભો રહે. (ચારુદત્ત પાસે જઈ.) ભાઈ, એક પૂછું? આંબાને મોર ક્યારે બેસે?

ચારુદત્ત : મૂરખા, વસન્તમાં.

મૈત્રેય : (ચેટ પાસે જઈ.) સાંભળ, મૂરખા, વસન્તમાં.

ચેટ : ચાલ ત્યારે, બીજું વરત મૂકું. કહે ,મોટા તાલેવંત શહેરનું રખ્ખણ કુણ કરે?

મૈત્રેય : અરે, સિપાઈઓ!

ચેટ : (હસીને) ખોટું.

મૈત્રેય : પાછી પંચાત. લાવ ચારુદત્તને પૂછું. (ચારુદત્તને સવાલ પૂછે છે.)

ચારુદત્ત : ભાઈ, સેના!

મૈત્રેય : (ચેટ પાસે જઈ.) અરે મૂરખ, સેના.

ચેટ : ચાલ ત્યારે બેય જવાબ ભેગા કરીને જલદી બોલ જોય.

મૈત્રેય: સેના વસન્ત.

ચેટ: ફેરવીને બોલ.

મૈત્રેય: (શરીરથી ફરીને.) સેના વસન્ત.

ચેટ: અરે ભેમણ, એ પદ ફેરવીને બોલ.

મૈત્રેય: (પગ ફેરવીને.) સેના વસન્ત.

ચેટ: અરે મૂરખ, શબ્દો ફેરવીને.

મૈત્રેય: (વિચારીને.) વસન્તસેના.

ચેટ: આ એ આવી છે!

મૈત્રેય: હા, ચાલ જઈને ભાઈને કહું. (જઈને.) ભાઈ, કોઈ પૈસાવાળું આવ્યું છે.

ચારુદત્ત: આપણે ઘેર કોણ પૈસાવાળું આવે?

મૈત્રેય: જો ઘેર નથી આવ્યું તો બારણે આવ્યું છે. વસન્તસેના આવી છે.

ચારુદત્ત: ભાઈ, શું કરવા છેતરે છે મને?

મૈત્રેય: મારા બોલમાં વિશ્વાસ ના પડતો હોય તો આ કુંભીલકને પૂછી જુઓ. અલ્યા એ, અહીં આવ.

ચેટ: (આવીને.) રામ રામ, શેઠ!

ચારુદત્ત: આવ ભાઈ, શું સાચેસાચ વસન્તસેના આવી છે?

ચેટ: આ ખરેખર આવ્યાં છે.

ચારુદત્ત: (સહર્ષ.) આવા શુભ સમાચાર! લે તારું પારિતોષક. (ઉત્તરીય આપે છે.)

ચેટ: (લઈને પગે લાગીને સંતોષપૂર્વક.) ચાલ, જઈને વસન્તબાને કહું.

(જાય છે.)

મૈત્રેય: અરે ભાઈ, ખબર પડી કે આવું વાદળ છે તોય કેમ આવી છે?

ચારુદત્ત: ના, મને કંઈ બરાબર નથી સમજાતું.

મૈત્રેય: મને સમજાયું છે. આ રતનમાળા તો થોડી કિંમતની છે ને એનો અલંકાર તો બહુ ભારે કિંમતનો છે તે બીજું માગવા આવી છે.

ચારુદત્ત: ભલે. જા, બોલાવી લાવ.

(વસન્તસેના મૈત્રેય સાથે પ્રવેશે છે.)

વસન્તસેના: ભટજી, ક્યાં છે તમારા જુગારી?

મૈત્રેય: (સ્વગત.) અરે વાહ, મારા મિત્રને શું માન આપે છે આ? (પ્રકાશ.) આ રહ્યા આ સૂકી વાડીમાં!

વસન્તસેના: ભટજી, સૂકી વાડી વળી તમારી કઈ છે?

મૈત્રેય: જ્યાં ન ખાવાનું મળે, ન પીવાનું મળે તે લીલી હોય તો ય સૂકી જ ને?

(વસન્તસેના સ્મિત કરે છે.) લો, ચાલો ત્યારે!

વસન્તસેના: (સખીને.) અહીં જઈને શું કહેવું મારે?

ચેટી: કહેવાનું કે, હે જુગારી, સુખમાં છો ને?

વસન્તસેના: એવું કહેવાશે મારાથી?

ચેટી: એ તો પ્રસંગ જ કહેવરાવશે.

મૈત્રેય: ચાલો, ચાલો.

વસન્તસેના: (પ્રવેશી ચારુદત્તની પાસે જઈ, તેને ફૂલોથી મારતી.) અરે જુગારી, સુખમાં છો ને?

ચારુદત્ત: (જોઈને.) અરે, વસન્તસેના! (આનંદથી ઊઠીને.) ઓ સુન્દરી! તમારું, આગમન એ જ પરમ સુખ છે. ભલે ભલે પધાર્યાં! લો બેસો, આ આસન પર.

મૈત્રેય: આ આસન. બિરાજો.

(વસન્તસેના બેસે છે. બધાં બેસે છે).

ચારુદત્ત: અરે ભાઈ, જોને આમના પગ કાદવથી ખરડાયા છે. તો પગ ધોવા પાણી લઈ આવ.

મૈત્રેય: લઈ આવું.

ચેટી: ના, ભટજી, તમે બેસો. હું જ લઈ આવીશ. (જાય છે.)

મૈત્રેય: (ચારુદત્તને બાજુએ.) ભાઈ, મારે આમને કંઈ પૂછવું છે.

ચારુદત્ત: પૂછ.

મૈત્રેય: (પ્રકાશ.) અરે વસન્તબા, તે આવા અંધારામાં કાં આવવું થયું?

ચેટી: ભટજી તો બહુ ભોળા લાગે છે.

વસન્તસેના: ના, ના, હોશિયાર છે એમ કહે.

ચેટી: વસન્તબા તો એટલું પૂછવા આવ્યાં છે કે પેલી રત્નાવલીનું મૂલ્ય શું છે?

મૈત્રેય: (ચારુદત્તને અલગ.) જુઓ, મેં કહ્યું જ હતું ને કે આ રતનમાળા થોડી કિંમતની છે ને હાર વધારે કિંમતનો છે. તે સંતોષ નથી થયો તે હવે બીજું માગવા આવી છે.

ચેટી: એ રત્નાવલીને વસન્તબાએ પોતાની જ સમજી લીધી ને જુગારમાં હારી ગયાં અને એ જુગારી ક્યાં ગયો તેનો પત્તો જ નથી.

મૈત્રેય: અરે, આ તમે તો મેં કહેલું જ બધું કહો છો.

ચેટી: એટલે એ જુગારીનો પત્તો લાગે ત્યાં લગી આ અલંકાર તમારી પાસે રાખો. (અલંકાર બતાવે છે.)

(વિદૂષક વિચારમાં પડે છે.)

ચેટી: ભટજી કાંઈ બહુ ધારીધારીને ભાળે છે. તે શું તમે આ અલંકાર જોયો હતો પહેલાં?

મૈત્રેય: નહિ, નહિ. એવી કારીગરી એમાં છે કે દૃષ્ટિ જ ચોંટી જાય છે.

ચેટી : તો તમારી દૃષ્ટિ તમને છેતરે છે. આ તો તે જ અલંકાર છે.

મૈત્રેય : (સહર્ષ.) ભાઈ, ભાઈ. પેલો જ અલંકાર. આપણે ઘેરથી ચોરાઈ ગયેલો તે જ !

ચારુદત્ત : અરે, પણ આ તો થાપણ પાછી વાળવા આપણે જે ગોઠવ્યું હતું તેવું જ આપણી સામે આ ગોઠવાયું છે. તે આ સાચું છે કે મશ્કરી ?

મૈત્રેય : ના, ના, સાચું છે. આ મારી જનોઈના સમ !

ચારુદત્ત : વાહ, કેટલું સુંદર !

મૈત્રેય : (ચારુદત્તને.) અરે, એમને પૂછું કે આ કેવી રીતે એમની કને આવ્યો ?

ચારુદત્ત : ભલે, પૂછ.

મૈત્રેય : (ચેટીના કાનમાં.) એમ હતું ને ?

ચેટી : (મૈત્રેયના કાનમાં.) હા. એમ જ.

ચારુદત્ત : આ શું કાન કરડો છો ? અમે શું પરાયાં છીએ ?

મૈત્રેય : (ચારુદત્તના કાનમાં.) આમ છે.

ચારુદત્ત : અરે, શું સાચે જ આ પેલો અલંકાર છે ?

ચેટી : હા, જી !

ચારુદત્ત : બેન, કોઈ દિવસ શુભ ખબર મેં એમને એમ સાંભળી નથી. લે આ વીંટી. તારું પારિતોષિક. (વીંટી વગરની આંગળી જોઈ શરમાય છે.)

વસન્તસેના : (સ્વગત.) એટલે સ્તો તમારા ઉપર અનુરાગ વધે છે.

ચારુદત્ત : (બાજુએ.) અરે રે, શી દશા !

મૈત્રેય : હશે ભાઈ, હવે સંતાપ મેલો.

વસન્તસેના : ચારુદત્ત, અમારા ભાવની તુલના આ રત્નાવલીથી ના કરશો.

ચારુદત્ત: (મૂંઝાઈને સ્મિતપૂર્વક.) વસન્તસેના, જુઓ. સાચી વસ્તુ કોણ માનવાનું છે? બધા મારી તો નિર્ધનમાં જ ગણના કરવા લાગ્યા છે. અને નિર્ધન તો બધું જ કરે એમ માની લોક ચાલે છે.

મૈત્રેય: અરે, તમે અહીં જ રોકાવાનાં છો?

ચેટી: (હસીને.) અરે ભટજી, કંઈ બહુ ભોળપણ દેખાડવા માંડ્યું છે!

મૈત્રેય: અરે ભાઈ, જુઓ પાછો આ વરસાદ આવ્યો. આ જરા નિરાંતે બેઠા હતા તે ય એને ગમતું નથી જાણે.

ચારુદત્ત: વાત તો ખરી છે. કેવો વરસવા માંડ્યો છે!

મૈત્રેય: અરે ભૂંડા વરસાદ, તું તે કેવો જાત વગરનો છે, કે આ વીજળીઓ કરી આમને બિવડાવી મારે છે.

ચારુદત્ત: ના, ના. વરસાદને ઠપકો દેવા જેવો નથી. વસન્તસેના જેટલું પ્રિય જન જો આપણે ઘેર રોકાતું હોય તો ભલે સો વરસ લગી એ વરસ્યા કરે. (ગાય છે.)

રુમઝુમ રુમઝુમ બરસ બદરિયા,
ચમક ચમક તુઈ દમક બિજલિયા.

કારે ઘનમેં રજત દામિની,
હિરદેમેં ત્યોં બસત ભામિની,

બિરષા કે દિન બરસ બદરિયા. રુમઝુમ૦

વસન્તસેના:

છાયો હૈ ઘનરાજ ગગનતલ,
જ્યોં ઘનશ્યામ ભમત અવનીતલ.

મૈં પ્યાસી ઢૂંઢૂં બનબનમેં
કો અનજાન જલન ઈસ મનમેં

આયો તૂ ઘનરાજ હૃદયતલ. છાયો૦

## દૃશ્ય બીજું

(પ્રણયતૃપ્ત વસન્તસેના, બેઠાં બેઠાં ગાતી પ્રવેશે છે.)

વસન્તસેના :

બનબનમેં આજ બસન્ત,
મેરે મનમેં તુમ હિ બસન્ત.
યહ કોકિલ કૂજત મતવારી,
ફૂલફૂલ કી ભર પિચકારી,
ખેલત હોરી કુંવર કન્હાઈ
સબ જીવન હુઆ બસન્ત. મેરે૦

(ચેટી પ્રવેશે છે.)

રદનિકા: આર્ય ચારુદત્ત ક્યાં છે?

ચેટી: ચારુદત્ત તો બા, વર્ધમાનકને કહીને પુષ્પકરણ્ડક જીર્ણોદ્યાનમાં ગયા છે.

વસન્તસેના: શું કહીને ગયા છે?

ચેટી: કે ગાડી તૈયાર કરીને વસન્તબાને લઈ જજે.

વસન્તસેના: મારે ક્યાં જવાનું છે?

ચેટી: બા, જ્યાં ચારુદત્ત છે ત્યાં.

વસન્તસેના: (ચેટીને ભેટીને.) ઓ મારી વહાલુડી બેન, શું ખરેખર હું ચારુદત્તની મેડીમાં બેઠી છું?

ચેટી: એકલી મેડીમાં જ નહિ, ઘરના એકેએક જણના હૃદયમાં પણ બેઠાં છો.

વસન્તસેના: ચારુદત્તનાં માણસોને આપણે કંઈ કષ્ટ તો નથી આપ્યું ને?

ચેટી: આપ્યું તો નથી, પણ થશે તો ખરૂં.

વસન્તસેના : ક્યારે?

ચેટી : જ્યારે બા અહીંથી જશે ત્યારે.

વસન્તસેના : એ કષ્ટ તો સૌ પહેલાં મને જ થશે. (વિનવતી.) બેન, લે આ રત્નાવલી. અને અંદર જઈ મારાં મોટી બેન ધૂતાને સમર્પી આવ. અને કહેજે કે 'શ્રી ચારુદત્તના ગુણોથી જિતાયેલી હું જેમ તેમની દાસી છું, તેમ તમારી પણ છું. માટે આ તમારા કંઠનું આભરણ તમારા કંઠમાં જ ધારણ કરી લો.'

ચેટી : બા. તો તો ધૂતાબેન ઉપર ચારુદત્ત રોષે ભરાશે.

વસન્તસેના : જા, જા. રોષે નહિ ભરાય.

ચેટી : (લઈને.) જેવી ઇચ્છા બાની. (જઈને પાછી આવે છે.) બા, ધૂતાબા કહેવડાવે છે કે, આર્યપુત્રે તમને એ પ્રસાદરૂપે આપી છે. તે હવે મારાથી તો ના લેવાય. મારે તો તેઓ જ ઘરેણા રૂપે ઘણા છે.

(દારકને લઈ રદનિકા પ્રવેશે છે.)

રદનિકા : આવ ભાઈ, આવ. ગાડીગાડી રમીએ.

દારક : (રડતો.) રદનિકા, મારે આ માટીની ગાડી નથી જોઈતી. પેલી સોનાની ગાડી જ દે મને.

રદનિકા : (દુ:ખનો નિસાસો મૂકી.) અરે બાપ, આપણે વળી સોનાં શું? બાપાજીને ત્યાં પાછાં લખમીજી આવે ત્યારે સોનાની ગાડીએ રમજે. લાવ એને રાજી કરું. ચાલ, વસન્તબા પાસે લઈ જાઉં. (પાસે જઈને.) પગે લાગું, બા.

વસન્તસેના : આવ રદનિકા. આ કોનો? શરીરે ઘરેણું નથી તોય ચન્દ્ર જેવો સોહામણો છે. મને બહુ વહાલો લાગે છે.

રદનિકા : આ ચારુદત્તનો ચિરંજીવી, રોહસેન.

વસન્તસેના : (હાથ પસારી.) આવ દીકરા, આવ. બરાબર બાપના જેવું જ રૂપ છે.

રદનિકા: એકલું રૂપ જ નહિ. ચારિત્ર પણ એવું છે. એ જ અત્યારે તો શેઠનો એક આનંદનો વિસામો છે.

વસન્તસેના: તે શું કરવા રડે છે?

રદનિકા: આ પાડોશીના છોકરાની સોનાની ગાડીએ રમતો હતો તે પેલાએ લઈ લીધી. અને આણે ગાડીની રડ લીધી. એટલે મેં આ માટીની બનાવી આપી. પણ ના, આ તો કહે, 'મારે માટીની ગાડી ના જોઈએ. સોનાની જ લાવી દે.'

વસન્તસેના: અરે હાય! બીજાની સંપત્તિ આને પણ દુ:ખી કરે છે. અરે દૈવ! કમળના પાંદડા પર પડેલા પાણીનાં ટીપાં જેવાં માણસનાં જીવનની સાથે તે તું કેવા ખેલ કરે છે! લે દીકરા, છાનો રહે. સોનાની ગાડીએ રમજે બેટા!

દારક: રદનિકા, આ કોણ?

વસન્તસેના: તારા પિતાની તેમના ગુણથી જિતાયેલી દાસી.

રદનિકા: ભાઈ, તારાં બા થાય.

દારક: રદનિકા, જુઠું બોલે છે તું તો! આપણાં બા હોય તો પછી આ બધાં ઘરેણાં કેમ પહેર્યાં છે?

વસન્તસેના: દીકરા! આ તારી બાળજીભ પણ કેવું કરૂણ બોલે છે? (આભરણો ઉતારી રડતી રડતી.) લે, હવે તો હું તારી બા થઈ ગઈ ને? લે, આ ઘરેણાં લઈ જા. અને એની સોનાની ગાડી કરાવજે.

દારક: ના, ના, હું તો નહિ લઉં. શું કરવા રડે છે તું?

વસન્તસેના: (આંસુ લૂછી.) લે, બેટા. નહિ રોઉં. જા. રમ. (અલંકારો ગાડીમાં ભરી આપે છે.) જા, બેટા, સોનાની ગાડી કરાવ. હોં!

(છોકરાને લઈ રદનિકા જાય છે.)

(નેપથ્યમાંથી ચેટ.)

અરે, રદનિકા, ઓ રદનિકા! વસન્તબાને કહેવડાવ કે, પાછળનો ઝાંપો ઉઘાડ્યો છે ને ત્યાં ગાડી આવીને ઊભી છે.

(રદનિકા આવીને.)

રદનિકા : બા, વર્ધમાનક કહેવડાવે છે કે પછવાડેના ઝાંપા આગળ ગાડી આવી છે.

વસન્તસેના : કહે જરા ઘડીક થોભે. હું નાહીધોઈને તૈયાર થઈ લઉં.

(કપડાં વગેરે ઠીક કરે છે.)

(નેપથ્યમાંથી.)

ચેટ : અરે માળું, આ ગાડીમાં નાંખવાનું ગાદલું તો ભૂલી જવાયું. લાવ, લઈ આવું. પણ આ બળદ કૈં એકલા ઊભા રહે તેવા નથી. લાવ ગાડી લઈને જ લઈ આવું.

(ગાડી જવાનો અવાજ. રોહસેન ફરતો ફરતો આવે છે. ગાય છે, 'બનબનમેં આજ બસન્ત': બીજી ગાડીના આવવાનો અવાજ.)

(નેપથ્યમાં.)

સ્થાવરક ચેટ : હંબો, ડચ ડચ, ચાલો મારા બાપા, ચાલો. શકાર બાપુ પુષ્પકરણ્ડક બાગમાં રાહ જોતા હશે. મને કીધું છે કે 'લ્યા ગાડી ત્યાં લઈ આવજે. કકૂ કકૂ, હાલો બાપા, હાલો! અરે રામ, પણ મારગમાં બધાં ગાડાં જ ગાડાં. કૈંક ઠઠ લાગી છે ઠઠ. શું કરું હવે? અલ્યા એ, જાવા દિયો, આ કોની ગાડી છે? એમ પૂછો છો. અરે આ શકાર બાપુની ગાડી છે. જાવા દ્યો જાવા. અરે, પણ આવડો આ કોણ છે? આ મોઢું ઢાંકીને કોક નાઠો! કોણ હશે? હશે. પણ આપણે શી પંચાત? અલ્યા એ રોંચાઓ. હઠો! હઠો! શું થયું? ઘડી પૈડાને હાથ દેવાનો છે? અરે! હું શકાર બાપુનો આદમી પૈડું ફેરવવા લાગું? અરે તમારીની! ના, ના. પણ બચારો એકલો છે. ચાલ, આ ચારુદત્ત શેઠના ઝાંપા આગળ ગાડી ઊભી રાખું છું. અલ્યા એ, આવું છું હોં!

ચેટી : બા! પૈડાંનો અવાજ સંભળાય છે. ગાડી આવી છે.

વસન્તસેના : (તૈયાર થઈને આવી ને.) ચાલ, કંઈ મન બહુ ઉતાવળું થઈ ગયું છે. પણ ગાડી કેવી હશે ?

ચેટી : ગાડી પડદાવાળી છે. બા, કોઈ પણ તમને ન ભાળે એમ લઈ જવાનું ચારુદત્ત કહેવાડી ગયા છે.

વસન્તસેના : ચાલો કઈ દિશામાં જવાનું ?

ચેટી : આમ આવો.

વસન્તસેના : (ચાલીને.) જા ત્યારે તું હવે.

ચેટી : ભલે બા, જાળવીને જજો. (જાય છે.)

વસન્તસેના : (જમણી આંખ ફરકે છે.) ઓ રામ! કેમ મારી જમણી આંખ ફરકે છે ? હશે. મારે તો ચારુદત્તનું દર્શન જ બધી અલાબલાને કાઢી મૂકશે.

(જાય છે. નેપથ્યમાંથી.)

સ્થાવરક ચેટ : ઓ બાપ ! માંડમાંડ ગાડાં કાઢ્યાં. ચાલો જઉં ત્યારે પુષ્પકરણ્ડક બાગમાં. અલ્યા, પણ ગાડીમાં ભાર શેનો ? હશે એ તો. પૈડું ફેરવ્યું એટલે મને થાકને લીધે ભારે લાગતી હશે. હાલો, હાલો, મારા ધોળિયા રતનિયા. ફૂક ફૂક !

(નેપથ્યમાંથી બીજો અવાજ.)

અરે એ દરવાન લોકો ! સાવધાન રહો, સાવધાન રહો ! આ પેલો રબારી રક્ષકોને મારી કારાગૃહ તોડીને નાઠો છે. તે એને પકડવાનો છે, પકડવાનો છે !

સ્થાવરક : શી શહેરમાં ધમાલ મચી છે ! ચાલ ભાઈ, જલદી પહોંચી જાઉં !

(પગમાં જંજીર અને ઢાંકેલે માથે આર્યક પ્રવેશે છે.)

આર્યક : ફાવ્યા તો છીએ. કારાગૃહમાંથી તો છટકાયું. શર્વિલક ખરો ચાલાક. પણ હવે ક્યાં જવું ? અરે આ ચારુદત્તનું જ ઘર. પાછલું

બારણું ઉઘાડું છે. લાવ જરા ત્યાં ઊભો રહું. અરે, બિચારાની શી દશા થઈ છે.

(નેપથ્યમાં.)

હાલો, બાપા, હાલો.

આર્યક : (સાંભળીને.) અરે, કોઈ ગાડી આ બાજુ આવતી લાગે છે.

(નેપથ્યમાંથી ચેટ.)

ચેટ : અરે, આ ગાદલું તો લઈ આવ્યો. હવે? ઓ રદનિકા, કહે વસન્તબાને કે ગાડી આવી ગઈ છે. તે ચાલો નગર બહાર પુષ્પ-કરણ્ડક જીરણબાગમાં જવાનું છે.

આર્યક : (સાંભળીને.) ગણિકાની ગાડી લાગે છે. અને વળી નગર બહાર જવાની છે. ચાલ, હું જ એમાં ચડી જાઉં.

(ધીરેથી જાય છે. નેપથ્યમાંથી ચેટ.)

ચેટ : કંઈ ઝાંઝર જેવું સંભળાય છે. તે વસન્તબા આવતાં લાગે છે. બા, પછવાડેથી બેસી જાઓ ગાડીમાં. બેઠાં કે, બા? લો હાંકું છું ત્યારે! હાલો, હાલો, મારા બાપલા ફૂરૂ ફૂરૂ ફૂરૂ!

# અંક પાંચમો

## દૃશ્ય પહેલું

(મૈત્રેય અને ચારુદત્ત પ્રવેશે છે.)

મૈત્રેય: અરે ભાઈ, જુઓ જુઓ, આ બાગ કેવો સુંદર છે !

ચારુદત્ત: છે જ ! આ ઝાડ છે તે જાણે વણિક છે, આ ફૂલો છે તે વેચવાનો માલ છે ને આ ભમરા તે જાણે દાણ ઉઘરાવવા નીકળ્યા છે !

મૈત્રેય: લો આવો, આ શિલા પર બેસો. કેવું કુદરતી આસન છે !

ચારુદત્ત: (બેસીને.) ભાઈ, હજી વર્ધમાનક ન આવ્યો.

મૈત્રેય: હા, મેં ય કહ્યું હતું કે વસન્તસેનાને લઈ જલદી જલદી આવી પહોંચજે !

ચારુદત્ત: તો કેમ વાર થતી હશે ? કંઈ બળદોએ તોફાન કર્યું હશે ? કે રસ્તામાં કંઈ ભીડ હશે ? કે પછી ધીરેધીરે આવતો હશે ?

મૈત્રેય: શી ખબર ? આજકાલ તો મારગ પર બહુ ધમાલ રહે છે. વાયકા ચાલે છે કે પેલો કારાગૃહમાં રહેલો રબારી કારાગૃહમાંથી નાસી જવાનો છે. તે હવે તો દરવાજેદરવાજે ચોકીપહેરા બેસી ગયા છે. અને એકએક ગાડી અને વાહનો તપાસે છે.

ચારુદત્ત: હા. પણ આમ સ્ત્રીની ગાડીને રોકી ન રાખે કોઈ!

મૈત્રેય: અરે ભાઈ, ઈસ્ત્રી ને બિસ્ત્રી ! અને અહીં પચાસ ગાડીઓ ભેગી થઈ હોય તો ભેગાભેગી એ ય સલવાઈ રહે. અને આજ-કાલનાં સપાઈડાં પાછાં !

ચારુદત્ત: ખરું હશે તારું કહેવું ! પણ મારું હૃદય બહુ ચિંતાતુર રહે છે.

મૈત્રેય: કેમ? વસન્તસેના તો હમણાં આવી પૂગશે !

ચારુદત્ત: એનું તો ઠીક! જો કે આવી દરિદ્ર દશામાં એના જેવી વૈભવવતી રમણીનો પ્રેમ ઝીલવો ભારે કામ છે. પણ આ આર્યકનું શું થશે? એને છોડાવવો જોઈએ. આ રાજ્યનું અંધેર તે કાંઈ ચાલવા દેવાય? અને એ આર્યક વિના આપણાથી પણ કશુંય સિદ્ધ થાય તેમ નથી. આ ધમાલમાં એને કશીક રીતે છોડવાય તો બહુ સારું થાય.

મૈત્રેય: તે ભાઈ, એની આપણને એકલાને ચિંતા? એનાય ગોઠિયા હશે. તે કંઈ નવરા બેસી રહ્યા હશે? આપણે ગરીબ માણસ શું કરી શકીએ?

ચારુદત્ત: જે કરવાનું છે તે દરિદ્રોએ જ કરવાનું છે. ધનવાનોને શી પડી છે?

મૈત્રેય: મુવા એ ધનવાનો! ભાઈ, આ ઘડી બે ઘડી જીવનમાં જે વસન્ત આવી છે તે ઊજવી લો.

ચારુદત્ત: અરે ભાઈ, મને તો કેવળ એ સ્ત્રીના કોમળ હૃદયની દયા આવે છે. એને આઘાત ન લાગે માટે જ તેના પ્રેમનો અસ્વીકાર નથી કરતો.

મૈત્રેય: એવું ના બોલો. સ્ત્રી એ પોતે જ લક્ષ્મી છે. અને આ તો સાક્ષાત્ લક્ષ્મી છે. એનાં પગલાં તમારે ત્યાં થયાં એટલે હવે દી ફરવાનો જ. લો. આ ગાડીનો અવાજ લાગે છે.

(ડચકારા તથા 'હાલો બાપા હાલો!'
નેપથ્યમાંથી સંભળાય છે.)

ચેટ: ભટજી, ગાડી લાવ્યો છું, બાપા!

ચારુદત્ત: બહુ સારું કર્યું.

મૈત્રેય: તે ડોબા, કેમ આટલું મોડું કર્યું?

ચેટ: ભટજી, ગુસ્સે ના થશો બાપજી! પાથરવાનું ગાદલું ભૂલી ગયો હતો તે લેવા જવામાં વાર થઈ.

ચારુદત્ત: વારુ. વર્ધમાનક, ગાડીને ફેરવી લાવ. જા મૈત્રેય, વસન્તસેનાને ઉતારીને લઈ આવ.

મૈત્રેય : તે શું કંઈ એના પગમાં બેડીઓ પડી છે તે જાતે નહિ ઊતરે ? (ઊઠીને જાય છે. નેપથ્યમાં જઈને જરાક.) અરે ભાઈ, ભાઈ! આ વસન્તસેના નથી વસન્તસેનો છે !

ચારુદત્ત : મશ્કરી નહિ, ભાઇલા ! સ્નેહમાં વિલંબ અસહ્ય છે. લાવ હું જાતેજ ઉતારું.

(જવા કરે છે.)

અરે, આ તો જાતેજ ઊતરીને આવે છે. કેવો ઉત્તમ માણસ છે ! આટલી ઊંચી પડછંદ કાયા, પ્રભાવવંતું મુખ, અને અરે, એક પગમાં બેડી છે !

આર્યક : (સ્વગત.) અરે, આ જ ચારુદત્ત, જેટલી એની કીર્તિ રમણીય છે તેટલુંજ રમણીય એનું દર્શન પણ છે. હવે ચિંતા નથી.

ચારુદત્ત : આપ કોણ છો ?

આર્યક : હું આર્યક છું !

ચારુદત્ત : (સાશ્ચર્ય.) આર્યક, રાજા પાલકે કારાગૃહમાં પૂરેલા તેજ ?

આર્યક : હા, તેજ !

ચારુદત્ત : (ભેટી પડે છે.) ઓ ભાઈ ! દુકાળમાં મેઘની પેઠે તું આવી પડ્યો ! ઠીક થયું ! ઠીક થયું !

આર્યક : તમારા જેવાને શરણે છું.

ચારુદત્ત : નહિ, નહિ. અમે તારે શરણે છીએ. તારા ઉપર તો આખી ઉજ્જયિનીની આશાઓ છે. આખા રાજ્યની આશાઓ છે. વારુ, તો તું છૂટી નીકળ્યો ?

આર્યક : હા, પ્રભુકૃપાએ તમારા જેવા મિત્રો મળ્યા છે. તેમણે છોડાવ્યો. જુઓને હજી આ એક પગમાં તો બેડી પડેલી છે.

ચારુદત્ત : અલ્યા વર્ધમાનક, ભાઈની બેડી કાઢી નાખ.

ચેટ : કાઢું, બાપા ! (બેડી કાઢે છે.) લો, બાપા.

આર્યક: ચારુદત્ત, આ એક લોઢાની બેડી કઢાવી ને બીજી વધારે મજબૂત પહેરાવી દીધી.

મૈત્રેય: લો, ચાલો બેડીઓનું પત્યું. ચાલો હવે જઈએ.

ચારુદત્ત: જઈએ છીએ. ચૂપ રહે.

[ આર્યક: ચારુદત્ત! મારે તમારી ક્ષમા માગવી જોઈએ. તમારા ઘર આગળ આ ગાડી ઊભી હતી અને બીજો કોઈ નાસવાનો ઉપાય ન હતો એટલે આમાં હું બેસી ગયો.

ચારુદત્ત: સારું જ કર્યું. અમે બીજી કઈ રીતે તમારા અર્થે કામ આવવાના છીએ? અમારી જે કંઈ સંપત્તિ હોય તે તમારી જ છે.

આર્યક: તમારા જેવાના ઉપર જ આપણો વિજય છે.

ચારુદત્ત: તમારી તૈયારીઓ કેવીક છે?

આર્યક: હવે હું બહાર જઈને બરાબર નિરીક્ષણ કરું છું. સામગ્રી તો ઠીકઠીક ભેગી થઈ છે. લોકોમાં અત્યંત અસંતોષ છે. માત્ર એક બળવાન દળ ઊભું થવું જોઈએ.

ચારુદત્ત: આમાં મને ઈશ્વરનો જ હાથ લાગે છે. એની કૃપાથી બધું પાર ઊતરશે.

આર્યક: લાગે છે કે ઈશ્વર જ આપણને સહાય કરી રહ્યો છે. નહિ તો આજે રસ્તામાં જ પાછું સપડાઈ જવાય તેમ થઈ ગયું હતું.

મૈત્રેય: ઓ બાપ!

ચારુદત્ત: શું થયું હતું?

આર્યક: દરવાજા આગળ ગાડીની તપાસ થવા માંડી. તમારા હાંકનારે ઘણું યે કહ્યું કે અંદર સ્ત્રી છે, વસન્તસેના છે, તોય ગાડીને જવા ન દીધી. અને તપાસવાને એક સિપાઈ ચડી આવ્યો.

ચારુદત્ત: અરે રે!

આર્યક : દૈવજોગે તેણે મને ઓળખી લીધો. અને એ ય આપણા પક્ષનો જ નીકળ્યો. એણે તરત ગાડીને જવા રજા દીધી. પણ એના બીજા જોડીદારે ઝગડો મચાવ્યો. પણ એ ઝગડામાં જ અમે છટકી આવી શક્યા. કહો, આ ઈશ્વરનો જ હાથ ને?

ચારુદત્ત : એમ જ ગણાય.

આર્યક : વારુ, ત્યારે હું હવે જઉં.

ચારુદત્ત : હા, તમારે જવું જ જોઈએ. પણ કેવી રીતે જશો?

આર્યક : આ હવે પગ છુટા થયા પછી કાંઈ વાંધો નહિ આવે. હરણની ગતિ ભગવાને પગમાં આપી છે તે શા કામની?

ચારુદત્ત : ના, ના, આ ગાડીમાં જ જાઓ. આસપાસ પેલા શત્રુઓ તો રવડતા જ હશે. ગાડીમાં જલદી જવાશે ને કોઈને શંકા ય નહિ જાય.

આર્યક : સારો વિચાર છે. ચારુદત્ત, તમારી સહાય કદી નહિ ભૂલું!

ચારુદત્ત : સહાય નથી, મારું કર્તવ્ય છે. અમે તો આ દુષ્ટ રાજ્યનો નાશ થવાની આતુરતાથી રાહ જોઈ રહ્યા છીએ. શું કરું? મારી પાસે હવે કશું નથી રહ્યું નહિ, તો તમને...

આર્યક : નહિ નહિ ચારુદત્ત! તમારી ભાવના જ અમારું મોટું બળ છે. ચાલો જાઉં ત્યારે!

ચારુદત્ત : જાઓ, ઈશ્વર તમારી રક્ષા કરો.

આર્યક : ઈશ્વર કરે છે ને તમે પણ કરો છો.

ચારુદત્ત : (હસીને.) ઠીક ઠીક. જાઓ હવે જલદી, પાછી કાંઈ આપત્તિ ઊભી થાય તે પહેલાં.

આર્યક : હા, ખરું છે. જય જય!

ચારુદત્ત : જય જય! (આર્યક જાય છે.)

મૈત્રેય, ચાલો આપણે ય અહીંથી જઈએ. અહીં ઊભા રહેવું સુરક્ષિત નથી. અરે, પેલી બેડીને કૂવામાં નાખી દો. (ચેટ નાખી દે છે.) ]

અરે, વસન્તસેનાનું શું થયું હશે?

મૈત્રેય: આ ગાડી નીકળી આવી તે ઘરમાં બેસી રહી હશે બીજું શું?

ચારુદત્ત: કોણ જાણે હૃદયમાં અસ્વસ્થતા થાય છે. મારું ડાબું નેત્ર ફરકે છે. આજે એનું દર્શન નથી થયું તે જાણે.....હશે. ચાલો જઈએ. (થોડુંક ચાલીને.) અરે, સામે જ આ અપશકુનિયો બૌદ્ધ આવ્યો! (વિચારીને.) ભલે એ અહીંથી આવે. ચાલો આપણે પેલે રસ્તેથી નીકળી જઈએ. (બધા જાય છે.)

## દૃશ્ય બીજું

(હાથમાં ભીનું ચીવર લઈ ભિક્ષુ આવે છે.)

ભિક્ષુ : અરે સંસારના અજ્ઞાની લોકો! ધર્મસંચય કરો. હોજરી પર કાબુ રાખો, ધ્યાનનું નગારું વગાડી જાગતા રહો. નહિ તો આ ઇંદ્રિયરૂપી ચોરો બધો ધરમ લૂંટી જશે. જગત કેવુંક અસાર છે! સાર તો એકલો ધરમમાં જ છે! એટલે તો હું જુગારી મટી સાધુ થયો! અરે, પણ કંઈ માથું મૂંડ્યાથી સાધુ ન થવાય. મનને મૂંડવું જોઈએ. પણ મનને મૂંડે ને માથાને પણ મૂંડે એ તો ખરો કહેવાય.

વારુ, લાવ ત્યારે આ બાગમાં આટલું ચીવર ધોઈને જલદી જલદી ચાલ્યો જાઉં. (ધુવે છે.)

(નેપથ્યમાં.)

શકાર : ઊભો રહે, લ્યા, શાધુડા, ઊભો રહે!

ભિક્ષુ : (જોઈને સભય.) ઓ બાપ રે! આ તો રાજાનો સાળો શકાર! એક સાધુએ એનો ગુન્હો કર્યો તે હવે તો જે જે સાધુને ભાળે છે તેને આખલાની પેઠે નાક કોચાવી નાથ પંહેરાવી હાંકી કઢાવે છે. અરે, અરે, હવે હું ક્યાં જઈશ? હશે બુદ્ધને શરણે જ છું! થાય તે ખરું.

(શકાર ખડ્ગ લઈને વિટ સાથે પ્રવેશે છે.)

શકાર : ઊભો રહે શાધુડા, તું ઊભો રહે કે, તારું તાલકું તોડી નાખું છું. (મારે છે.)

વિટ : બાપુ, બહુ થયું હવે. આ બિચારા સાધુને શું મારવો? જુઓને આ બગીચો કેવો મઝાનો છે!

ભિક્ષુ : જુઓ જુઓ, ઉપાસક દયા રાખો!

શકાર : ભાવજી, જો, જો, મને ગાળો દે છે.

વિટ : શું કહે છે?

શકાર : ઉપાશક કહે છે. તે શું હું હજામ છું?

વિટ: તમે બુદ્ધના ઉપાસક છો એમ કહી પ્રશંસા કરે છે.

શકાર: હાં હાં, તો તો કર, પ્રશંશા કર!

ભિક્ષુ: ધન્ય છો, પુણ્યવંતા છો!

શકાર: ભાવજી, આ મને ધંન ધંન કહે છે. તે શું હું ચાર્વાક છું, પખાલી છું, કે કુંભાર છું?

વિટ: અરે તમે ધન્ય છો, પુણ્યવાન છો એમ સ્તુતિ કરે છે!

શકાર: ભાવજી, તે આ અહીં શું કરવા આવ્યો છે?

ભિક્ષુ: બાપજી, આટલું ચીવર ધોવા.

શકાર: અરે શાલા શાધુડા! આ મારા બનેવીએ શારામાં શારો બાગ મને કાઢી આપ્યો છે. અહીં કૂતરાં ને શિયાળવાં જેવાં પાણી પીએ છે. પણ હું આટલો ઉત્તમ માણશ છું છતાંય નહાતો નથી. અને તું અહીં આવી તારું ગંધાતું કપડું ધુવે છે. શાલા, તને એક જ ઝાટકે પૂરો કરી નાખું હવે તો!

વિટ: બાપુ, એમ લાગે છે કે આ હજી નવો નવો જ સાધુ છે!

શકાર: કેમ જાણ્યું?

વિટ: આ જુઓ ને, એનું કપાળ તો હજી એકાદ બે મૂંડાવાળું છે એટલે હજી ગોરું ગોરું છે. આને હજી કપડાં પહેરતાં ય નથી આવડતાં!

ભિક્ષુ: ઉપાસક, સાચું છે! હું તાજો જ સાધુ થયો છું.

શકાર: તો તું જનમ્યો તે ઘડીએ જ કેમ શાધુ ના થયો?

(મારે છે.)

ભિક્ષુ: નમો બુદ્ધાય!

વિટ: અરે આ બિચારાને શું કરવા મારો છો? છોડો, છોડો. જા અલ્યા.

શકાર: અરે, ઊભો રહે. હું જરા મંત્રણા કરી લઉં.

વિટ: કોની સાથે?

શકાર : મારા હૃદય શાથે.

વિટ : અરે, હજી નથી જતો રહ્યો ?

શકાર : પ્રિય હૃદય, ઓ મારા શ્વામી, ઓ બેટા ! કહે. આ શ્રમણક જાય કે રહે ? (સ્વગત.) જાય પણ નહિ, રહે પણ નહિ. (પ્રગટ.) ભાવજી, મેં હૃદય શાથે મંત્રણા કરી લીધી. મારું હૃદય કહે છે—

વિટ : શું કહે છે ?

શકાર : જાય પણ નહિ, રહે પણ નહિ. એ શ્વાસ અંદર પણ ન લે, બહાર પણ ન કાઢે. અહીં ને અહીં જ એકદમ ભોંયે પડીને મરી જાય.

ભિક્ષુ : નમો બુદ્ધાય. બાપુ, તમારે શરણે છું.

વિટ : હવે જવા દો.

શકાર : એક શરતે.

વિટ : કઈ શરતે ?

શકાર : એમ કરે કે એ પાણીમાં કાદવ નાખે, એવી રીતે કે પાણી મેલું ન થાય. અથવા પાણીનો ઢગલો કરી કાદવમાં નાખે.

વિટ : અરે મૂર્ખાઈ! આના જેવા મૂરખાઓ ધરતીને ભારે મારે છે !

(ભિક્ષુ આક્રોશ કરે છે.)

શકાર : શું કહે છે એવડો એ ?

વિટ : તમારાં વખાણ કરે છે.

શકાર : કર ત્યારે, વખાણ કર !

(ભિક્ષુ આક્રોશ કરતો જાય છે.)

વિટ : જુઓ બાપુ, બાગની શી શોભા છે. આ વૃક્ષો, આ વેલીઓ, આ મંડપો !

શકાર : બહુ શુંદર છે !

વિટ : લો બાપુ, આ શિલા ઉપર બેસીએ.

શકાર : બેશીએ ત્યારે. (વિટ સાથે બેસે છે.) ભાવજી, હજી પેલી વસન્તશેણિકા યાદ આવે છે. કોઈએ દીધેલી ગાળ ભૂલાય નહિ તેમ મનમાંથી નીકળતી નથી.

વિટ : (સ્વગત.) એણે આટલો તિરસ્કાર્યો છે તો ય હજી યાદ કર્યા કરે છે. પણ બાયલાઓનું તો એમ જ થાય. જેમ અપમાન થાય તેમ એમને તો પ્રેમનો પોરસ ચડે.

શકાર : ભાવજી, પેલા શ્થાવરકાને ગાડી લઈને આવવાનું કહ્યું હતું પણ માળો હજી આવ્યો નહિ. અને ભૂખ તો લાગી છે ખૂબખૂબ! ખરે બપોરે કાંઈ ચાલીને આપણાથી તો નહિ જવાય. જુઓને આ ચિડાયેલા વાંદરાની આંખ જેવો શૂરજ પણ કેવો લાલલાલ છે.

વિટ : છે, બપોર તો થયા છે! કોઈ રસ્તા પર હરતું ફરતું યે નથી. ગાયો ભેંસોય છાંયામાં જઈને સૂઈ ગયાં છે. ગાડી કાંઈ રસ્તામાં ઊભી રહી ગઈ હશે.

શકાર : અરે, હજી પેલો ગાડી ના લાવ્યો. ચાલો કંઈક ગાઉં. મન રાજી થાય. (ગાય છે.) કેમ ભાવજી, શાંભળ્યું ને?

વિટ : અરે શું કહેવાય? સાક્ષાત્ ગંધર્વ જાણે.

શકાર : શું હું ગંધર્વ જેવો નથી? આ હિંગનો વઘાર, મરચું, મીઠું, તેલ અને મશાલા ભરીભરીને રીંગણાંનાં રવૈયાં ઝાપટ્યાં છે. તે શું મારું ગળું શારું ના થાય? અરે ફરીથી ગાઉં છું. (ગાય છે.) કેમ ભાવજી, આપણું શંગીત શાંભળ્યું ને?

વિટ : અરે શી વાત? સાક્ષાત્ ગંધર્વ જોઈ લ્યો!

શકાર : કેમ વળી, કંઈ કમ છીએ આપણે? આ હિંગ, મરચાં, તેલ વાપરીને કાકડીનાં રવૈયાં ખાધાં છે. શું મારો કંઠ કંઈ કમ છે? અરે ભાવજી, હજી પણ પેલો ના આવ્યો.

વિટ: આવશે, આવશે. જરા ધીર ખમો!

(પ્રવહણનો અવાજ સંભળાય છે.)

શકાર: ભાવજી, આવી. આવી ગાડી!

વિટ: કેમ જાણ્યું?

શકાર: કેમ, નથી દેખાતું? ઘરડા ડુક્કર પેઠે ખડખડતું નથી આવતું?

(ચેટ પ્રવેશે છે.)

વિટ: (જોઈને.) તમે સાંભળ્યું તો બરાબર. લો આ આવ્યો પણ ખરો. કેમ અલ્યા આટલું બધું મોડું?

ચેટ: બાપુ, ગાડું ઘાંચમાં પડ્યું 'તું.

શકાર: બેટા, થાવરકા, નોકરડા, તું આવ્યો કે?

ચેટ: હા, બાપુ!

શકાર: ગાડી પણ આવી કે?

ચેટ: હા, બાપુ!

શકાર: બળદ પણ આવ્યા કે?

ચેટ: હા, હા, બાપજી!

શકાર: તું પણ આવ્યો કે?

ચેટ: (સહાસ્ય.) હા બાપુ, હું ય આવ્યો!

શકાર: ત્યારે લઈ આવ ગાડીને!

ચેટ: કયે રસ્તે થઈને લાવું? અહીં તો બાપુ લવાય એવું જ નથી.

શકાર: આ કોટ પર ચડાવીને લાવ.

ચેટ: અરે બાપુ, બળદ મરી જાશે, ગાડી ભાંગી જશે અને આ હું ગાડીવાળોય મરી જઈશ!

શકાર: અરે, હું રાજાનો શાળો છું. મને ના ઓળખ્યો? બળદ મરી જાશે તો બીજા લાવીશ, ગાડી ભાંગી જશે તો બીજી બનાવરાવીશ, તું મરી જઈશ તો બીજો ગાડીવાળો લાવીશ.

ચેટ: વાત તો ખરી બાપુ. બધું ફરી આવશે, પણ હું તો મારા ઘરનો જ જઈશ ને?

શકાર: અરે બધું ભાંગીને ભુક્કો થઈ જાવ. જા, કોટ પર ચડાવીને ગાડી લઈ આવ.

ચેટ: (જતો જતો.) એ ભાંગી જા રે ગાડી, તું ને તારો ધણી બેય. ભલે બીજી ગાડી આવે! (આવીને.) બાપુ, ગાડી આવી છે.

શકાર: લે, કેમ અલ્યા, બળદ તૂટી ના ગયા, રાશો મરી ના ગઈ? તું પણ ના મુવો?

ચેટ: બધું થયું, બાપુ!

શકાર: ચાલો ભાવજી, ગાડી જોઈએ. ભાવજી! તમે જ મારા ગરૂ, પરમ ગરૂ. તમે જ મારા અંતરના માણુશ છો. તો ગાડીમાં પહેલા ચડો.

વિટ: ભલે. (ચડવા જાય છે.)

શકાર: ના, ના. રહેવા દે. શું કાંઈ તારા બાપની ગાડી છે તે મારા પહેલો ચડી બેશે? ગાડીનો ધણી તો હું છું. હું જ પહેલો ચડીશ.

વિટ: પણ બાપુ, આપે જ મને પહેલું ચડવાનું કહ્યું હતું!

શકાર: અરે હું એમ કહું તોય તારે જ એમ કહેવું જોઈએ કે 'બાપુ, આપ પહેલા ચડો!'

વિટ: બાપુ, આપ પહેલા ચડો!

શકાર: હા, ચડું ત્યારે. બેટા થાવરકા, લે ગાડી ફેરવ.

ચેટ: (પાંખમાં જઈ.) બાપુ, ફેરવી.

શકાર : (પાંખમાં જઈ એકદમ પાછો આવી.) ભાવજી, ભાવજી, મરી ાયા તમે, મરી ગયા તમે! ગાડીમાં તો કોઈ ચુડેલ કે ચોર છે? ચુડેલ .શે તો આપણ બેય ને ચોરી જશે. ચોર હશે તો આપણ બેય ને ાળી જશે.

વિટ : અરે શું બીઓ છો, બાપુ! બળદગાડીમાં વળી ચુડેલ ાની? આ થાવરકાનો છાંયો ગાડીમાં પડ્યો હશે તે તમને આમ ખાયું હશે.

શકાર : બેટા થાવરકા, તું જીવે છે?

ચેટ : હા, બાપુ!

શકાર : ભાવજી, ગાડીમાં એક બૈરી બેઠી છે. જુઓ ને?

વિટ : શું, સ્ત્રી? ના, ભાઈ. ઊંચ કુળની કોઈ સ્ત્રી પર નજર નાખવી આપણને ન શોભે. ચાલો નીચે મોંએ હીંડતા થઈએ.

શકાર : ભાવજી, આ બુઢ્ઢો બાયલો ગાડીમાં તપાશ નહિ કરે. તમે જ જુઓ ને?

વિટ : ભલે. જોઉં ત્યારે.

શકાર : શું હશે? આ શિયાળવાં આકાશમાં ઊડે છે, કાગડાઓ દોડે છે. તો આ ચુડેલ ભાવજીને દાંત વડે જોઈને આંખો વડે ખાઈ જાય તે પહેલાં ચાલ પલાયન થઈ જાઉં.

વિટ : (પાંખ પાસે ઊભા રહીને.) અરે, હરિણી વાઘની પાછળ આવી છે? અરે રે, શરદના ચંદ્ર જેવા હંસને મેલી હંસી કાગડાની પાછળ આવી છે?

(વસન્તસેનાને.) વસન્તસેના, આ તે તમને શોભે? પહેલાં તો તમે માનભેર ના પાડી હતી. હવે માએ કહેવાથી પૈસાની ખાતર...

વસન્તસેના : (પાંખ પાસે દેખાય છે. માથું હલાવે છે.) ના, ના.

વિટ : તો પછી આ કેમ બન્યું?

વસન્તસેના : ગાડી બદલાઈ ગઈ છે. તમારે શરણે છું.

વિટ : નિર્ભય રહેજો. લાવ, પેલાને સમજાવી દઉં. (શકાર પાસે જઈ.) બાપુ, સાચે જ અંદર ચુડેલ છે !

શકાર : ભાવજી, જો ચુડેલ છે તો તમને જ કેમ ના ચોરી ગઈ? ને ચોર છે તો તમને જ કેમ ના ખાઈ ગયો ?

વિટ : હવે એની ચિંતા મેલો ને બાપુ! આ ચાલોને બાગની કેડીએ કેડીએ હીંડતા જ શહેરમાં પહોંચી જઈએ તો શું ખોટું ?

શકાર : એમાં શો લાભ, ભાઈ?

વિટ : લો. વ્યાયામ થશે ને બળદને ઘડી આરામ મળશે.

શકાર : ભલે. એમ કરીએ ત્યારે ! થાવરકા–એ–લઈ જા ગાડી ! ના, ના, અલ્યા ઊભો રહે. હું પગે હીંડું તો દેવની આગળ કે બ્રાહ્મણની આગળ. ના, ના. ગાડીમાં બેશીને જ જઈશ. લોક છેટેછેટેથી મને જોઈને કહેશે કે આ પેલા રાજાના શાળા જાય!

વિટ : (સ્વગત.) ઝેરમાંથી ઓસડ બનાવવું ભારે છે. જોઈએ, આમ કરી જોઉં. (પ્રકાશ.) બાપુ, આ વસન્તસેના તમારી પાસે આપ મેળે આવી છે.

વસન્તસેના : અરે રામ, અરે રામ !

શકાર : (સહર્ષ.) ભાવજી, ભાવજી ! હું પૂર્ણ પુરુષોત્તમ, વાશુદેવ, મારી પાશે!

વિટ : હા, હા.

શકાર : તો તો શી દેવની બલિહારી ! તે દહાડે તો મેં એને ક્રોધાયમાન કરી હતી. આજે તો એને પગે પડી પ્રશન્ન કરું.

વિટ : બહુ સરસ !

શકાર : આ પગે પડું ત્યારે. (વસન્તસેના પાસે જઈ.) હે મા, હે અંબા, શાંભળો, મારી વિનંતી શાંભળો ! તે દહાડે તમારો જે કાંઈ વાંકગુન્હો કર્યો હોય, પ્રેમના માર્યો, તે માફ કરજો, મા !

વસન્તસેના : (સક્રોધ.) અરે હટ. દૂર જા! શું બોલે છે?

(પગથી મારે છે.)

શકાર : (સક્રોધ.) અરે રંડા! આ માથું જે દેવને પણ પગે પડ્યું નથી તેના પર તેં લાત મારી?

અલ્યા એ થાવરકા! આને તું ક્યાંથી પકડી લાવ્યો?

ચેટ : બાપા, રસ્તામાં બધે ગાડાંની ભીડ થઈ 'તી. તે ચારુદત્તના ઝાંપા આગળ ગાડી ઊભી રાખી, ગાડાં કાઢવા ગયો એટલામાં આ ગાડીને પોતાની સમજી બેસી ગઈ હશે, બાપુ!

શકાર : તો શું ગાડી બદલાઈ જવાથીજ આ આવી છે? મારી કને જાતે આવી નથી? પેલા ભિખમંગાને ત્યાં જવા નીકળી છે ને? મારી ગાડીમાં બેશીને!

વસન્તસેના : (સ્વગત.) હા, તે આર્ય ચારુદત્ત પાસે જવા નીકળી છું. એમ કહેતાં મારું ગૌરવ વધે છે. ભલે હવે, થાઓ થવાનું હોય તે.

શકાર : (સ્વગત.) આહ, તે દિવશે એણે મારો બોલ નકાર્યો· અને આજે હવે લાત મારી. મારો ક્રોધ ભડકી ઊઠ્યો છે. તે આજે તો એને પૂરી જ કરું હવે. ચાલ એમ કરું. (પ્રગટ.) ભાવજી, ભાવજી, તમારે શો શો ફૂમતાંવાળો લાંબો પહોળો ખેશ જોઈએ છે? મઝાનાં મિષ્ટાન્ન ખાવાં છે?

વિટ : તો શું?

શકાર : તો હું કહું તે કરો.

વિટ : કુકર્મ સિવાય બધું કરીશ.

શકાર : ભાવજી, કુકર્મની તો એમાં ગંધ પણ નથી. એમાં ચુડેલ્લ પણ નથી.

વિટ : કહો ત્યારે.

શકાર : વસન્તશેણિકાને મારી નાખો.

વિટ : ( કાન બંધ કરીને.) અરે, આ ગભરૂ, નિર્દોષ, ગુણવતી, અને ચારિત્ર્યવાળી નિષ્પાપ રમણીને મારીને હું કઈ હોડીમાં વૈતરણી તરીશ ?

શકાર : અરે હું તમને હોડી આપીશ. અને આ શૂના બાગમાં કોણ તમને જોવાનું છે ?

વિટ : કોણ જોવાનું છે ? આ દશે દિશાઓ જોનાર છે, વનદેવતાઓ છે, સૂરજ છે, પવન છે, આકાશ છે, મારો અંતરાત્મા છે, આ ધરતી માતા છે. એ બધાં સત્કર્મ કે કુકર્મનાં સાક્ષી છે.

શકાર : એમ હોય તો કપડામાં ઢાંકીને પછી મારી નાખો.

વિટ : અરે મૂરખ !

શકાર : આ ડચરો તો બહુ ધર્મી થઈ ગયો દેખું ! હશે. થાવરકાને કહું. બેટા થાવરકા, સોનાનાં કડાં અપાવીશ તને.

ચેટ : તો બાપુ, પહેરીશ.

શકાર : સોનાનો બાજઠ તને બનાવી આપીશ.

ચેટ : તો બેસીશ, બાપુ !

શકાર : મારું બધું એઠું તને આપીશ.

ચેટ : તો ખાઈશ, બાપુ !

શકાર : બધા નોકરોનો ઉપરી બનાવીશ તને.

ચેટ : એ ય થઈશ બાપુ.

શકાર : તો હું કહું તે કર.

ચેટ : બધું કરીશ બાપુ, એકલું કુકર્મ નહિ કરું.

શકાર : કુકર્મની તો એમાં ગંધે ય નથી.

ચેટ : કહો, બાપુ !

શકાર : આ વસન્તસેણિકાને મારી નાખ.

ચેટ: બાપુ, દયા રાખો. આ મેં પાપીએ ગાડીમાં ભૂલથી આ બા સાહેબને આણ્યાં, તે...

શકાર: અલ્યા નોકર, તુંય મારૂં માનતો નથી.

ચેટ: બાપુ, તમે ધણી ખરા. પણ તે મારા શરીરના, મારા ધરમના નહિ. દયા રાખો, દયા રાખો, બાપુ. મારાથી આ કરમ નહિ થાય.

શકાર: અરે, તું નહિ મારે ત્યારે?

ચેટ: બાપુ, મને મારવો હોય તો મારી નાખો. એ કરમ તો નહિ કરૂં. બાપુ, કેવાંય કરમ કર્યાં હશે તે આ દાસ તો બન્યો છું. વળી પાછાં બીજાં કરમ મારે બાંધવાં નથી.

વસન્તસેના: ભાવજી! તમારે શરણે છું. હોં!

વિટ: (તેને.) મારાથી બનતું કરીશ, બા. (શકારને.) અરે બાપુ, જરા વિચાર તો કરો. સર્જન છો. જુઓ આ બિચારો ગરીબ માણસ પણ પરલોકમાં સારી દશા માગે છે. ને આપને કશો વિચાર જ નથી, તે એક પછી એક પાપ કર્યે જ જાઓ છો? (સ્વગત.) અરે, દૈવ પણ વાંકું જ છે. નહિ તો આવાને રાજવૈભવ આપે?

શકાર: (સ્વગત.) આ ડોસો પાપથી બીએ છે. અને પેલો દૂબળો પરલોકથી બીએ છે. પણ હું તો પુરુષોત્તમ છું, રાજાનો શાળો છું. મારે શેની બીક છે? (પ્રકાશ.) અરે એ થાવરકા, જા અહીંથી. ક્યાંક ઓથે જઈને એકલો બેશ.

ચેટ: બાપજી કહે તે ખરૂં. (વસન્તસેના પાસે જઈ.) બા, મારૂં તો આટલું ચાલ્યું! (જાય છે.)

શકાર: (કેડ બાંધીને.) ઊભી રહે, વસન્તશેણિકા, ઊભી રહે તું. તને મારી નાખું હવે.

વિટ: અરે, મારા દેખતાં તું એને મારીશ? (શકારનું ગળું પકડે છે.)

શકાર: (ભોંયે ઢળી પડે છે.) અરે, મને મારી નાખ્યો! (મૂર્છા પામે છે. જાગીને સ્વગત.) અરે રોજ જેને ઘી દૂધ ખવાડ્યાં તે આજે

વખત આવ્યો ત્યારે મારો વૈરી થઈને બેઠો! (વિચારીને.) ચાલો ઉપાય હાથ આવ્યો છે. લાવ, આને પણ બહાર કાઢી મૂકું. અને પછી મારી નાખું એને. (પ્રકાશ.) ભાવજી, જુઓ હું આડુંઅવળું બોલી તો ગયો. પણ હું આવો શારા કુળનો માણશ એવું કામ તે કરૂં? એ તો એને મનાવવા જ મેં કહેલું બધું.

વિટ: હવે કુળની વાત શું કરવા કરો છો? તમારૂં આચરણ જ તપાસો ને!

શકાર: ભાવજી, તમારી આગળ એ શરમાય છે ને મને હા નથી પાડતી. તો જાઓને! પેલા થાવરકાને મેં માર માર્યો તે નાશી જતો હશે. એને લઈ આવો ને?

વિટ: (સ્વગત.) હોય પણ ખરૂં. વસન્તસેના અભિમાનને લીધે મારા દેખતાં આનો સ્વીકાર ન પણ કરતી હોય. એમ હોય તો એને એકાન્ત આપવું જોઈએ. પ્રેમ તો એકાન્તમાં જ ખીલે ને? (પ્રગટ.) ભલે, તો હું જાઉં છું.

વસન્તસેના: (તેના કપડાની ચાળ પકડીને.) આપ જાણો છો કે હું તમારે શરણે છું.

વિટ: ના, ના. વસન્તસેના, બીવાનું કશું નથી. બાપજી, જુઓ આ વસન્તસેનાને તમારા હાથમાં સોંપી જાઉં છું.

શકાર: હા, હા. મારા હાથમાં એ શોંપાયેલી જ રહેશે.

વિટ: સાચું?

શકાર: ખરેખર.

વિટ: (થોડેક જઈને.) અરે, પણ હું જઈશ તો એ ક્રૂર બિચારીને મારી નાખશે. માટે લાવ થોડી વાર સંતાઈને આની ચેષ્ટાઓ જોઉં.

(એક બાજુએ ઊભો રહે છે.)

શકાર: ચાલો, મારી નાખું ત્યારે હવે. પણ આ પેલો બ્રાહ્મણ, ક્યાંક સંતાઈ ને ઊભો રહ્યો હોય તો મને ભાળી જશે. માટે એને કાંઈક

છેતરવાનું કરૂં. (ફૂલો વીણી પોતાને શણગારે છે.) અરે શુકુમારી વશન્તશેના, આવ, આવ.

વિટ: હા, હવે કામાતુર બન્યો લાગે છે. ચાલો, નિરાંત છે. હવે જાઉં. (જાય છે.)

શકાર: પ્રિયે! તું કહે તો તને શોનેથી મઢી દઉં, માથે મુગટ પહેરીને તારે પગે પડું. પણ આમ મારા તરફ નજર પણ કેમ નાખતી નથી? શું અમે લાકડાના બનેલા છીએ?

વસન્તસેના: ત્યારે બીજું શું? એક વાર આંબા નીચે જઈને બેઠી છું તે હવે ખાખરા હેઠળ નથી જવાની.

શકાર: અરે દાશીની પુત્રી! પેલા ભિખારવા બામણાને તું આંબો ગણે છે, ને મને તું ખાખરો શમજે છે? અરે કેશુડોય નથી કહેતી? શું નવાઈ છે! ગાળો દેતાં દેતાંય યાદ તો પેલા ચારુદત્તનેજ કર્યાં કરે છે.

વસન્તસેના: હૃદયમાં જે બેઠું હોય તે કેમ ન યાદ આવે?

શકાર: હા, હા. ભલે યાદ આવે. પણ જોઈ લે. હમણાં તારા હૃદયમાં બેઠેલા તેને અને તને બેય ને એકશામટાં પૂરાં કરી દઉં છું. ઊભી રહે તું, ઓ ભિખારા બ્રાહ્મણને પ્રેમ કરનારી! ઊભી રહે!

વસન્તસેના: બોલ, ફરીથી બોલ એ અક્ષરો. મને એ ગમે છે.

શકાર: એમ હોય તો હવે તને બચાવશે એ ભિખારવો.

વસન્તસેના: મને જોશે તો જરૂર બચાવશે.

શકાર: પણ ક્યાંથી તને તે જોવાનો છે?

એ તે શું કાલિનો છોકરો ઇન્દ્ર છે કે દ્રોણનો છોકરો જટાયુ છે? અરે, એ પણ આવે તો તને બચાવી શકવાના નથી! બસ, ચાણક્યે જેવી રીતે ભારતમાં સીતાને મારી નાખી, અને જટાયુએ દ્રૌપદીને મારી નાખી એમ તનેય હવે પૂરી કરી નાખું છું.

વસન્તસેના: અરે માડી, તું ક્યાં હઈશ મા? હા ચારુદત્ત, તમે ક્યાં હશો? લાવ બૂમ પાડું. ના, ના. પણ વસન્તસેના બૂમ ના પાડે. નમસ્કાર ચારુદત્ત, તમને!

શકાર: અરે ગોલી! એ જ પાપીનું નામ બોલે છે! બોલી લે, ગોલી, બોલી લે.

વસન્તસેના: નમસ્કાર ચારુદત્ત, નમસ્કાર!

શકાર: મરી જા, ગોલી, મરી જા! (ગળું દબાવે છે.)

(વસન્તસેના મૂર્છા પામી ભોંયે પડે છે.)

શકાર: (સહર્ષ.) ચાલો, પતાવ્યું! એક નરકની ખાણ ખલાશ કરી. આવી'તી રંગે રમવા ચારુદત્ત શાથે! હશે, પણ મારી આ શૂરવીરતા શું કામ કહેવી? ના, ના. પણ હનુમાન જેવા મારા બાપાએ, દ્રૌપદી જેવી મારી માએ આ દીકરાનું પરાક્રમ ના જોયું. કાંઈ નહિ. પણ મેં મારી તો નાખી. હા, મને શું કરવા ના પાડી? રોષ તો ચડે જ ને? કોને ન ચડે? હશે. હવે પેલો ખચ્ચર આવશે પાછો. ચાલ બાજે ઠેકાણે જઈને ઊભો રહું. (તેમ કરે છે.)

વિટ: થાવરકાને તો હું સમજાવી લાવ્યો. જોઉં પેલો શું કરે છે? (પરિક્રમણ કરી જોઈને.) અરે ત્યાં રસ્તામાં ઝાડ તૂટી પડ્યું હતું ને કોઈ એક બૈરી પણ મરી ગઈ હતી. અરે એ પાપી ઝાડ, તેં શું કર્યું આ? કેવા અપશકુન. વસન્તસેનાનું શું થયું હશે? પ્રભુ સારું જ કરશે. (શકાર પાસે આવીને.) બાપુ, થાવરકાને લાવ્યો છું.

શકાર: આવો આવો, ભાવજી! આવ બેટા થાવરકા, તું ય આવ!

ચેટ: આવ્યો, બાપુ!

વિટ: લાવો મારી સોંપણ લાવો.

શકાર: શેની શોંપણ?

વિટ: વસન્તસેના.

શકાર: ગઈ એ તો?

વિટ: ક્યાં?

શકાર: તમારી જ પાછળ પાછળ.

વિટ: (વિચાર કરીને.) બને જ ના, મારી પાછળ નથી આવી.

શકાર : તમે કઈ દિશામાં ગયા હતા ?

વિટ : પૂર્વમાં.

શકાર : તો એ પણ દક્ષિણમાં જ ગઈ.

વિટ : હું દક્ષિણમાં ગયો હતો.

શકાર : તો તે પણ ઉત્તરમાં ગઈ.

વિટ : કેવો ગોટાળો વાળે છે ? મારા મનને નિરાંત નથી થતી. કહો, સાચેસાચું કહી દો !

શકાર : ભાવજી, તમારા માથાના શમ, મારા પગના શમ. હૃદય ટાઢું કરો. મેં મારી નાખી એને.

વિટ : (વિષાદપૂર્વક.) તેં મારી નાખી એને, ખરેખર ?

શકાર : મારા બોલમાં વિશ્વાશ ન બેશતો હોય, તો જોઈ લો રાજાના શાળાનું પહેલું પરાક્રમ.

વિટ : અરે, અરે, ભગવાન ! (મૂર્છા પામે છે.)

શકાર : અરે, અરે, ભાવજી મરી ગયા !

ચેટ : ભાવજી, ભાવજી, ધીર ખમો ! મારી તો મેં જ નાખી એને પહેલાં તો, કે વિચાર કર્યા વગર એને ગાડીમાં ઘાલીને લઈ આવ્યો.

વિટ : (ભાનમાં આવી, સકરુણ.) અરે, વસન્તસેના, અમારા જેવાંની આધાર ! અરે બાપુ, આ કેવું પાપ તમે કર્યું ? નગરીની નિષ્પાપ લક્ષ્મીને મારી નાખી ? (સ્વગત.) અરે, પણ આ પાપી આ કૂડા કરમનો આરોપ મારા પર જ ચડાવી દેશે તો ? લાવ, જતો રહું ?

(જવા કરે છે. શકાર આવી તેને પકડે છે.)

વિટ : છેટો રહે, પાપી ! હવે રામ રામ. હું જાઉં છું.

શકાર : અરે વશન્તશેણિકાને જાતે જ મારી મારા પર આરોપ ચડાવી ક્યાં નાશી જાય છે ? અરે, હવે મારું શું થશે ?

વિટ : નરકમાં જા.

શકાર: ભાવજી, શો શોનામોહોરો આપું. આ ગુન્હો આપણે ઢાંકી દઈએ.

વિટ: જા, જા. એ તો હવે તારો જ થઈ ચૂક્યો.

ચેટ: અરે રે!

(શકાર હસે છે.)

વિટ: શું હસે છે? ધિક્કાર હો તારા જેવાની મૈત્રી પર! હવે આપણે રામ રામ!

શકાર: ભાવજી, દયા રાખો, દયા રાખો. ચાલો, આ તલાવડીમાં નાહીએ.

વિટ: અરે, તારા જેવાની સેવા કરતાં દુનિયા પણ મને પાપીજ ગણવાની. તારા જેવા સ્ત્રીહત્યારાની સંગત શી?

[સકરુણ.] વસન્તસેના! હવે બીજે જન્મે વેશ્યા ના જન્મતી! કોક પવિત્ર કુળમાં જન્મ લે જે!

શકાર: અરે, એ! મારા બાગમાં આ સ્ત્રીને મારીને ક્યાં જાય છે? ચાલ, રાજા પાસે જઈને કબૂલ કર બધું.

(પકડે છે.)

વિટ: અરે, વેગળો રહે, ગોલા! (ખડ્ગ ખેંચે છે.)

શકાર: (બીને છુપાતો.) અરે, બી ગયો? જા, જા!

વિટ: (સ્વગત.) હવે અહીં ઊભા રહેવું ઠીક નથી. ચાલ, જ્યાં શર્વિલક, ચન્દનક વગેરે છે ત્યાંજ જાઉં. આ દુષ્ટ રાજ્યનો જલદી અંત લાવીએ. (જાય છે.)

શકાર: જા, જા, જમ્મને ત્યાં. અરે બેટા થાવરકા! મેં કેવું કામ કર્યું?

ચેટ: બાપુ, બહુ ખરાબ કામ કર્યું?

શકાર: અલ્યા, શું કહે છે? બહુ ખરાબ કર્યું મેં? ઠીક. જો, લે, આ ઘરેણાં લે. (ઘરેણાં ઉતારે છે.) હું તને આપું છું, હું પહેરૂં તેટલી વાર મારાં, પછી તારાં.

ચેટ: બાપુ એ તો તમનેજ શોભે. મારે શું કરવાં છે?

શકાર: તો જા, ગાડી લઈને ઘેર જા અને આપણી હવેલીની અગાશીમાં બેશજે. હું મારી મેળે આવું છું.

ચેટ: જઉં, બાપુ!

શકાર: ભાવજી તો હવે ગયા. જાતને બચાવવા એ હવે દેખાવાના નથી. આ નોકરને પણ હેડમાં પૂરીને ઘરમાં બાંધી રાખીશ. એટલે કોઈને ખબર પડવાની તો નથી. ચાલ, જાઉં ત્યારે. લાવ, પણ આને જોતો જાઉં. આ મરી તો ગઈ છે ને? કે પછી ફરીથી મારૂં? ના, ના. મરી જ ગઈ છે. લાવ, આ કપડું એને ઓઢાડી દઉં. પણ એ તો મારા નામવાળું છે. એ તો હું જ ઓળખાઈ જાઉં. ઠીક, ઠીક. આ ઝાડનાં પાંદડાંથી જ એને ઢાંકી દઉં. (એ પ્રમાણે કરે છે.) ઠીક, ચાલો હવે કચેરીમાં જઈ ફરિયાદ નોંધાવી દઉં કે ચારૂદત્ત બ્રાહ્મણે મારા બાગમાં પેશી ધનને ખાતર વસન્તસેણિકાને મારી નાખી છે. એનો નાશ કરવો હોય તો એમ જ કરવું જોઈએ. ચાલ જઉં ત્યારે.

(જતાં જતાં સભય.) ઓ બાપ! જે જે રસ્તે જાઉં છું ત્યાં આ પેલો શાધુડો એનું ગેરવું ચીવર લઈને શામો ભટકાય છે. એને તો મેં એક વાર નાક કોચાવી કાઢી મુકાવ્યો હતો. તે જો મને જોઈ ગયો તો મેં જ મારી એમ જાહેર કરી દેશે. તો કયાંથી જાઉં? કાંઈ નહિ. આ થોડો કોટ ભાંગી ગયો છે ત્યાં થઈને જ ચાલ્યો જાઉં.

(જાય છે.)

સંવાહક ભિક્ષુ: (પ્રવેશીને.) ચીવર તો ધોયું. કઈ ડાળે હવે સૂકવું? વાંદરાં પાડી નાખશે. લાવ ભોંયે સૂકવું. ત્યાં તો ધૂળ ચોંટશે. તો કયાં સૂકવવું? ઠીક, લો. આ પાંદડાંનો ઢગલો છે તેના પર જ નાખું. નમો બુદ્ધાય. નમો બુદ્ધાય. અરે, પણ આ ધર્મને મારે શું કરવાનો?

હજી મારે માથે પેલી બુદ્ધની ઉપાસિકા વસન્તસેનાનો ઉપકાર તો ચડેલો છે. એણે દશ મહોરો આપીને મને છોડવ્યો ત્યારથી જાણે હું એનો વેચાયેલો બની ગયો છું. (જોઈને.) અરે, આ પાંદડાંમાં શું ઊંચું થાય છે. કોઈ શ્વાસ લેતું હોય તેવું! હશે. પાંદડાં જ હાલતાં હશે.

(વસન્તસેના ભાનમાં આવે છે. એક હાથ બહાર કાઢે છે.)

અરે! આ શું? સુંદર ઘરેણાંવાળો અસ્ત્રીનો હાથ નીકળ્યો! શું, બીજો ય હાથ? (ખૂબ ખૂબ તપાસીને.) જાણે ઓળખું છું હાથને. અરે, આ તો તે જ હાથ કે જેણે મને અભયદાન દીધું હતું. જોઉં. (પાંદડાં ખસેડી જુએ છે.) અરે એ જ. બુદ્ધની ઉપાસિકા!

(વસન્તસેના પાણી માગે છે.)

ભિક્ષુ : શું, પાણી માગે છે? વાવ તો દૂર છે. શું કરું હવે? લાવ, આ ચીવર જ એના ઉપર નિચોવું.

(તેમ કરે છે. વસન્તસેના જાગ્રત થાય છે. ભિક્ષુ કપડાનો પંખો નાખે છે.)

વસન્તસેના : ભાઈ, કોણ છો તમે?

ભિક્ષુ : કેમ, બુદ્ધની ઉપાસિકાએ મને ના ઓળખ્યો? દશ મહોરો આપી મને ખરીદ્યો હતો ને?

વસન્તસેના : હા હા, સાંભર્યું. પણ આ તમે ઠીક ના કર્યું. અરે હું મરી જ ગઈ હોત તો કેવું સારું!

ભિક્ષુ : બુદ્ધની ઉપાસિકા, શું બોલો છો આ?

વસન્તસેના : (વિષાદપૂર્વક.) વેશ્યાએ બોલવું જોઈએ તે.

ભિક્ષુ : ઊઠો ઊઠો, બુદ્ધની ઉપાસિકા! આ ઝાડ પાસે વેલ છે તેને પકડીને ઊઠો. (લતા નમાવે છે. વસન્તસેના ઊઠે છે.)

ભિક્ષુ : આ પાસેના વિહારમાં મારી ધર્મની બહેન રહે છે. તો ઘડી ત્યાં થાક ખાઈને ઘેર જાજો બા. ચાલો, ધીરે ધીરે ચાલો. (થોડું ચાલીને.) જાવા દેજો, ભાઈ, જાવા દેજો.

# અંક છઠ્ઠો

(ન્યાયાલયમાં અધિકરણિક અને શ્રેષ્ઠી તથા કાયસ્થ બેઠા છે.)

શોધનક: ફરિયાદ છે કોઈને, ફરિયાદ ?

શકાર: (સહર્ષ.) અરે, ન્યાયાધીશ આવ્યા છે. (સગર્વ પ્રવેશ કરીને.) હા, હું નરશ્રેષ્ઠ વાશુદેવ, રાજાનો શાળો ફરિયાદ કરવા આવ્યો છું.

શોધનક: (સંભ્રમ સાથે.) અરે, પહેલી જ ફરિયાદ રાજાના સાળાની? (શકાર પાસે જઈને.) ખમો બાપુ, જરા ખબર આપું. (જઈને.) આ રાજાના સાળાજી ફરિયાદ નોંધાવા આવ્યા છે.

અધિકરણિક: શું? પહેલો જ રાજાનો સાળો ફરિયાદી? દિવસ ઊગતાં જ ગ્રહણ જાણે! કોઈ મહા પુરુષના મૃત્યુનું સૂચન! શોધનક, આજે કામ કોણ જાણે કેવું ય ચાલશે! જા, જઈને કહી દે કે 'જાવ, આજે તો તમારી ફરીયાદ નહિ નોંધાય.'

શોધનક: જેવી આજ્ઞા. (જઈને શકારને કહે છે.) બાપુ, અધિકરણિકો કહે છે કે 'બાપુ, આજે ઘેર જાઓ. આજે કામ નહિ ચાલે.'

શકાર: (સક્રોધ.) આહ, શું મારી ફરિયાદ નહિ નોંધે? જો ન નોંધી તો હમણાં જ રાજા પાશે, મારા બનેવી પાશે જઉં છું. અને બહેનને કહીશ, માને કહીશ ને આ અધિકરણિકને કાઢી બીજો અધિકરણિક ન રખાવું તો મારૂં નામ નહિ. (જવા કરે છે.)

શોધનક: અરે બાપુ, ઘડી ખમો! અધિકરણિકને ખબર આપું છું ફરીથી. (જઈને.) આ રાજાના સાળા તો કહે છે કે—(ફરીથી બધું બોલે છે.)

અધિકરણિક: આ મૂર્ખ બધું કરે એમાંનો છે. જા ભાઈ, કહે એ કાળમુખાને, 'આવ, તારી ફરિયાદ નોંધીશું!'

શોધનક: (શકાર પાસે જઈ.) બાપુ, અધિકરણિક કહેવડાવે છે, 'આવો, તમારી ફરિયાદ નોંધી લઈશું.' ચાલો, બાપુ!

શકાર: (જતાં જતાં.) પહેલું કહે છે નહિ નોંધીએ, હવે વળી કહે છે નોંધીશું. લાગે છે કે મારાથી આ લોક બીએ જ છે. એટલે મારું કહેવાનું એમની કને શાચું ઠેરવતાં વાંધો નહિ આવે. (પ્રવેશી પાસે જઈ.) ચાલો, હું આવું છું. કેમ છે? અમો તો બહુ મઝામાં છીએ. તમોને મઝામાં રહેવા દઉં યે ખરો, ન પણ રહેવા દઉં.

અધિકરણિક: (સ્વગત.) અરે, ફરિયાદ નોંધાવવા આવ્યો છે તો ય એના ઢંગ તો એના એ જ છે. (પ્રગટ.) બેસો.

શકાર: આ તો મારી ભૂમિ છે. મને ફાવે ત્યાં બેશું. (શ્રેષ્ઠીને.) હું અહીં બેશું. (શોધનકને.) ના, ના, અહીં બેશું. (અધિકરણિકને માથે હાથ મૂકી.) ના, ના, અહીં બેશીશ.

(પછી જમીન પર બેસી જાય છે.)

અધિકરણિક: આપને ફરિયાદ નોંધાવવી છે?

શકાર: હા.

અધિકરણિક: કહો ત્યારે.

શકાર: હું તો કાનમાં કહીશ. હું કોણ છું? મોટા મોટા, વાડકા જેવડા કુટુંબમાં જન્મ્યો છું. મારા બાપ કોણ? રાજાના શશરા! મારા બાપના જમાઈ કોણ? રાજા! હું કોણ? રાજાનો શાળો! અને રાજા કોણ? મારો બનેવી!

અધિકરણિક: બધું જાણીએ છીએ. અહીં કુળનું વર્ણન કરવાની જરૂર નથી. માણસના ચારિત્રને જ અહીં જોવામાં આવે છે. સારી જમીનમાં તો થોર પણ બહુ ફાલે. કહો, શું ફરિયાદ છે?

શકાર: એમ છે કે—પણ ધ્યાન રાખજો કે અમારો ગુન્હો હશે તો પણ અમને કોઈથી કંઈ થવાનું નથી. હા! તો જુઓ. અમારા બનેવીએ રાજી થઈને વિહાર કરવા અને શાચવવા મને પેલો પુષ્પકરણ્ડક બાગ ભેટ આપ્યો છે. ત્યાં અમે રોજ જઈએ છીએ, જોવા કરવા, ફરવા, બાગને શફા કરાવવા, શાફશૂફ કરાવવા, કાપકૂપ કરાવવા. તે દૈવનો જોગ છે, ને અમે ત્યાં એક અસ્ત્રીનું શરીર પડેલું જોયું. ના ના, ના જોયું.

અધિકરણિક: તે મરેલી સ્ત્રી કોણ છે તેની ખબર પડી કે?

શકાર: અરે અધિકરણિકો, કેમ ન જાણું? આખી નગરની શોભા, સો મણ સોનું પહેરેલી વસન્તશેણિકા હતી. એનાં ઘરેણાં ખાતર, આ શૂના બાગમાં પેશી ગળે ટૂંપો દઈને આ ધૂળની વશાત ખાતર મારી નાખી એને કોકે.—મેં નહિ... (અર્ધું બોલી મોઢું ઢાંકી લે છે.)

અધિકરણિક: અરે, ચોકીદાર કેટલા બેદરકાર છે! શ્રેષ્ઠી કાયસ્થ! આની ફરિયાદમાં પહેલાં લખો કે મેં મારી નથી.

કાયસ્થ: જેવી આજ્ઞા. (લખીને.) લખ્યું, જી!

શકાર: (સ્વગત.) અરે, ઉતાવળમાં ઉતાવળમાં મેં મારું જ નામ આપી દીધું. એમ કરું. (પ્રકાશ.) અરે અધિકરણિક, હું એમ કહેતો હતો કે મેં જ તેને ભાળી. કેમ આમ કોલાહલ કરો છો?

(પગ વતી લખેલું લૂછી નાખે છે.)

અધિકરણિક: તમને કેવી રીતે ખબર પડી કે પૈસાને ખાતર અને ગળે ટૂંપો દઈને એ સ્ત્રીને મારી નાખવામાં આવેલી?

શકાર: કાં? એના ગળાનો ભાગ બહુ સૂજેલો હતો, અને શરીરના જે જે ભાગમાં ઘરેણાં પહેરાય છે ત્યાં ઘરેણાં ન હતાં.

શ્રેષ્ઠી અને કાયસ્થ: બનવા જોગ છે.

શકાર: (સ્વગત.) ચાલો ફાવ્યા છીએ. અરે એ!

શ્રેષ્ઠી અને કાયસ્થ: ત્યારે શકાર બાપુ! આ ફરિયાદ કોના તરફની ગણવાની?

અધિકરણિક: ફરિયાદ બે પ્રકારની હોય. કાં તો નગરરક્ષક પોતે ફરિયાદ માંડે કે મરનારનું માણસ માંડે.

શ્રેષ્ઠી અને કાયસ્થ: ત્યારે વસન્તસેનાની માએ ફરિયાદ કરવી જોઈએ.

અધિકરણિક: ખરું. જાઓ, વસન્તસેનાની માતાને ક્ષોભ પમાડ્યા વિના લઈ આવો.

શોધનક : જેવી આજ્ઞા. (જાય છે.)

[ શકાર : અરે અધિકરણિક, ન્યાય તો બરાબર કરો છો ને તમે!

અધિકરણિક : કેમ વારુ ?

શકાર : કાં, પેલા રથઆરાના જોડીદાર હાથ આવ્યા હતા તેને તો તમે છોડી દીધા હતા!

અધિકરણિક : ન્યાયાલયને જે નિર્દોષ લાગે તેને છોડી જ શકાય.

શકાર : ભલે, ભલે. વાત છે તમારી. અરે, પણ પેલી ડોકરી હજી તો આવી નહિ. બિલાડીની આગળ દોડતા ઉંદર પેઠે મને કળ નથી વળતી. અરે એ ન્યાયાધીશ, કાંઈ હુક્કાપાણી રાખો છો કે નહિ?

અધિકરણિક : આ ન્યાયાલય છે.

શકાર : ત્યારે શાંભળો, ડોકરી આવે ત્યાં લગી હું તો ગાઈશ. કાન પરથી કલમ ઉતારીને, નાક ખુલ્લું કરી શાંભળો. ]

(શોધનક ગણિકાની માતા સાથે પ્રવેશ કરી.)

શોધનક : આવો માજી!

વૃદ્ધા : અરે, છોકરી તો મિત્રને ઘેર ગઈ છે. ને આ ભાઈ કહે છે કે ચાલો કચેરીમાં. શું થવાનું હશે? કાળજું કંપે છે. શું થશે ભાઈ!

શોધનક : કાંઈ થવાનું નથી. ચાલો. અહીં ચાલો.

(બંને આવીને બેસે છે.)

વૃદ્ધા : સાજાસમા રહેજો, બાપજી.

અધિકરણિક : આવો, બેસો.

વૃદ્ધા : બેસું. (બેસે છે.)

શકાર : આવી કે, ડોકરી! આવી કે ?

અધિકરણિક : તમે વસન્તસેનાનાં મા છો?

વૃદ્ધા : હા જી!

અધિકરણિક : અત્યારે વસન્તસેના ક્યાં ગયેલી છે?

વૃદ્ધા : મિત્રને ઘેર.

અધિકરણિક : એમના મિત્રનું નામ શું?

વૃદ્ધા : (સ્વગત.) અરે રે, કેટલું લજામણું પૂછે છે? (પ્રકાશ.) આવું તો રસ્તાનો રખડતો પૂછે. આપને ન શોભે.

અધિકરણિક : શરમાવાનું નથી આમાં. એ તો ન્યાયાસન પુછાવે છે.

શ્રેષ્ઠી : ન્યાયાસન પુછાવે છે. એમાં દોષ ના ગણાય. કહો.

વૃદ્ધા : ન્યાયાસન? એમ હોય તો કહું ભાઈ. શ્રેષ્ઠી સાગરદત્તના પુત્ર, શુભનામ શ્રેષ્ઠી ચારુદત્ત છે. નગરચોકમાં રહે છે. એમને ત્યાં મારી દીકરી જાય છે.

શકાર : શાંભળ્યું ને? લખી લો આ અક્ષરો. મારી ફરિયાદ ચારુદત્ત શામે છે.

શ્રેષ્ઠી અને કાયસ્થ : ચારુદત્ત મિત્ર છે. એમાં કાંઈ વાંધા જેવું નથી.

અધિકરણિક : તો હવે આ બાબતમાં ચારુદત્તને બોલાવવા જોઈશે.

શ્રેષ્ઠી અને કાયસ્થ : ખરું છે.

અધિકરણિક : પહેલાં એ લખો કે વસન્તસેના આર્ય ચારુદત્તને ત્યાં ગઈ. અરે, હવે આપણે આર્ય ચારુદત્તને પોતાને પણ અહીં બોલાવવા પડશે? ના. પણ ન્યાયાસન બોલાવે છે. જા, ભાઈ શોધનક, જા. આર્ય ચારુદત્તને જરાકે આઘાત ન લાગે તેમ માનપૂર્વક, ધીરે ધીરે જઈને બોલાવી લાવ અને એમ કહેજે કે, અધિકરણિક જરા મળવા માગે છે આપને.

શોધનક : જેવી આજ્ઞા. (જાય છે.)

[ શકાર : (ઊંચો નીચો થતો.) હવે એ ભિખારવો કેટલી વાર કરશે પાછો? અરે એ અધિકરણિક, એ ભિખારવા વગર શું અટકી રહે છે? હું કહું છું ને કે એણે ગુન્હો કર્યો છે. સજા કરી દો.

અધિકરણિક : એમ ન થઈ શકે.

શકાર : બધું થઈ શકે. યાદ રાખો તમારીય વલે ન કરું તો ! અરે, હજી એ ભિખારવો ન આવ્યો. મારે શું કરવું ? ઘાસ જોઈને ગર્દભના ગળામાં ગીત ઉભરાય તેમ આજે તો મારા કંઠમાં સંગીત ઉભરાયા જ કરે છે. શાંભળો. નાકમાં કાન પરોવીને સાંભળો તમે.

(બેસૂરું કઢંગું ગાય છે.) ]

(શોધનક ચારુદત્ત સાથે પ્રવેશે છે.)

શોધનક : ચાલો, શેઠજી, ચાલો !

ચારુદત્ત : શું કામ મને બોલાવતા હશે ? કેમ કોઈ દિવસ નહિ ને આજે મને શંકા થાય છે ? ડાબી આંખ ફરકે છે. (બારણું માથામાં અફળાતું હોય તેવો અભિનય કરે છે.) અરે, આ કાગડો બોલે છે. રસ્તામાં સાપ આડો ઊતર્યો. હશે. પ્રભુ રક્ષા કરશે. ચાલ ભાઈ ! નમસ્કાર ! અધિકરણિકજી ! ઓહ, શ્રેષ્ઠીજી, કાયસ્થજી ! કુશળ પ્રવર્તે છે ને ?

અધિકરણિક : (ઉતાવળે.) પધારો પધારો, શેઠજી ! અરે શોધનક, આસન આપ, આસન આપ !

શોધનક : (આસન લાવી.) આસન, શેઠજી ! બિરાજિયે.

શકાર : (સક્રોધ.) આવ્યો કે તું, અશ્ત્રીહત્યારા, આવ્યો કે ? શું આ કચેરીનો ન્યાય છે ? ધર્મનો ન્યાય છે, અશ્ત્રીહત્યારાને આશન આપે છે. (સગર્વ.) ઠીક, આપો, આપો આશન, આપો !

અધિકરણિક : ચારુદત્તજી ! આપને કાંઈ આ આર્યાની પુત્રી સાથે મૈત્રી, પ્રીતિ કે પ્રેમ છે ?

ચારુદત્ત : કોની ?

અધિકરણિક : આમની. (વસન્તસેનાની માને બતાવે છે.)

ચારુદત્ત : (ઊઠીને.) આર્યે, પગે પડું છું.

વૃદ્ધા : ઘણું જીવો, મારા બાપા ! (સ્વગત.) આ જ તે ચારુદત્ત ! દીકરીએ યોગ્ય પુરુષ ખોળી કાઢ્યો છે.

અધિકરણિક: શેઠજી, તો આ ગણિકા આપની મિત્ર છે ને?

(ચારુદત્ત લજ્જા પામે છે.)

શકાર: હા, હા. હવે એક વાર ઘરેણાં ખાતર પેલીને તો મારી નાખી. પછી હવે શરમને ઓથે કે બીકને ઓથે છુપાવવું હોય તો છુપાવો. પણ કંઈ રાજાજી એ છૂપું રહેવા દેવાના નથી.

શ્રેષ્ઠી અને કાયસ્થ: શેઠજી, કહો. શરમાવાનું એમાં શું? આ તો ન્યાયને ખાતર!

ચારુદત્ત: (લજ્જાપૂર્વક.) અધિકરણિકજી, હું કેવી રીતે બોલી શકું કે ગણિકા મારી મિત્ર છે?

અધિકરણિક: શેઠજી, જે હોય તે સાચું જ કહો. હૃદયમાંથી લજ્જાને કાઢી નાંખો. અહીં શરમ શી? ન્યાયાસન તમને પૂછે છે.

ચારુદત્ત: અહીં મારી સામે કોનો આરોપ છે?

શકાર: (સગર્વ.) અરે, હું આરોપ મૂકું છું!

ચારુદત્ત: તમે? એ તે કેમ ચાલશે? આપત્તિ!

શકાર: અરે અસ્ત્રીહત્યારા, પેલી સો હજાર ઘરેણાં પહેરેલી વસન્તશેણિકાને મારી નાખી હવે બગભગત પેઠે ગુપચુપ બેઠવું છે. પણ...

ચારુદત્ત: આ શું અર્થ વગરનું બોલે છે?

અધિકરણિક: શેઠજી, મૂકો એની લપ. સાચું કહો. ગણિકા આપની મિત્ર છે?

ચારુદત્ત: હા જી.

અધિકરણિક: ત્યારે શેઠજી, વસન્તસેના ક્યાં છે અત્યારે?

ચારુદત્ત: ઘેર ગઈ છે.

શ્રેષ્ઠી અને કાયસ્થ: કેવી રીતે ગઈ? ક્યારે ગઈ? કોની સાથે ગઈ?

ચારુદત્ત: (સ્વગત.) શું એમ કહું કે બંધ ગાડીમાં ગઈ?

શ્રેષ્ઠી અને કાયસ્થ: કહો, શેઠજી!

ચારુદત્ત: ઘેર ગઈ છે, બીજું તો શું કહું?

શકાર: અરે, મારા પુષ્પકરણ્ડક બાગમાં લઈ જઈને ઘરેણાં ખાતર ગળે ટૂંપો દઈને મારી નાખી છે તેં. અને અલ્યા, હવે ઘેર ગઈ છે એમ બોલે છે? વાહ!

ચારુદત્ત: અરે પ્રવાદી! શું બબડે છે તું? તારા શબ્દોમાં કંઈ ઢંગ છે? તારું મોઢું જ જોને? બોલતાં બોલતાં કેવું વીલું થઈ જાય છે?

અધિકરણિક: (બાજુએ.) આમને માથે આરોપ મૂકવો એ તો પર્વતને તોળવા જેવું છે, કે પવનને પકડવા જેવું છે. (પ્રગટ.) અરે શેઠજી તો પ્રતિષ્ઠાવાન છે, એ તે આવું કુકર્મ કેવી રીતે કરે?

શકાર: શું ત્યારે હવે પક્ષપાતથી કામ લેવું છે ને?

અધિકરણિક: અરે મૂરખ, આ ચારુદત્ત શેઠજી તે આવું કામ કરે? આવા પુરુષ પર આરોપ મૂકતાં તને ધરતી ગળી કેમ નથી જતી? જેણે લખલૂટ લક્ષ્મી દાનમાં આપી દીધી એ આ મહાત્મા દ્રવ્ય ખાતર આવું કરે?

વૃદ્ધા: અરે પાપી! તું જાણે છે કે એમને ઘેર એક રાત્રે હાર મૂક્યો હતો તે ચોરાઈ ગયો ત્યારે તેને બદલે સાત સાગરની સાર એવી રત્નાવળી જેણે અમને આપી તે શું હવે આવી નજીવી વસ્તુ ખાતર આવું કામ કરે? ઓ દીકરી, ઓ બેટા, તું આવ રે! (રડે છે.)

અધિકરણિક: શેઠજી! તે વસન્તસેના પગે ચાલીને ગયાં કે ગાડીમાં?

ચારુદત્ત: મારી હાજરીમાં એ નથી ગયાં. એટલે હું નથી કહી શકતો કે એ ચાલીને ગયાં કે ગાડીમાં.

(વીરક રોષભર્યો પ્રવેશે છે.)

વીરક: આખી રાત આંખ મળી નથી. લડાઈ થાય કોઈની જોડે અને આપણને લાત મારી જાય એ તે કેમ વેઠાય? ચાલ, ફરિયાદ નોંધાવી દઉં. (પાસે જાય છે.)

અધિકરણિક: અરે, આ તો વીરક. કેમ વીરક, કેમ આવવું થયું?

વીરક: અરે, શું કહું? કારાગૃહ તોડીને પેલો આર્યક નાઠો છે તે એની હું તપાસ કરતો હતો, ત્યાં એક પડદાવાળી ગાડી જતી હતી. મને શંકા ગઈ, પણ ચન્દનક સાથે હતા તેમણે ગાડી તપાસી અને પછી કહે કે, 'મેં ઝડતી લીધી છે. હવે તારે જોવાની જરૂર નથી.' પણ મને તો શંકા પૂરી જ. તે હું તપાસવા ગયો ત્યાં મને લાત મારી દીધી એમણે, અને ગાડીને જવા દીધી. હવે આપ યોગ્ય લાગે તે કરો.

અધિકરણિક: તમે જાણો છો કે એ કોની ગાડી હતી?

વીરક: આ ચારુદત્ત શેઠજીની ગાડીવાળો કહેતો હતો કે અંદર વસન્તસેના બેઠાં છે ને શેઠજી પાસે પુષ્પકરણ્ડક બાગમાં જાય છે.

શકાર: જુઓ, ફરીથી શાંભળી લ્યો.

અધિકરણિક: આ તે શું થઈ રહ્યું છે? નિર્મળ તેજવાળા ચંદ્રને રાહુ ગ્રસી રહ્યો છે જાણે. વીરક, તારી વાતની તપાસ કરીએ છીએ પછી. જો, આ દરવાજે ઘોડો છે તે લઈને જા પુષ્પકરણ્ડક બાગમાં ને તપાસ કરી આવ કે ત્યાં કોઈ મરેલી સ્ત્રી પડી છે?

વીરક: જેવી આજ્ઞા! (જાય છે.)

[ શકાર: (થોડી શાંતિ પછી.) બધા મૂંગા બેસી રહે છે તે કેવું આ તે! આગળ કામ ચલાવો.

અધિકરણિક: ન્યાયાલયની પદ્ધતિ પ્રમાણે કામ ચાલશે.

શકાર: તમારી વળી પદ્ધતાઈ શી? હું કહું તે પદ્ધતાઈ. બાકી બધી ઉદ્ધતાઈ! (થોડી વારે.)

પાણીમાં પરપોટા ફૂલે તેમ મારામાં શંગીત ઊભરાઈ રહ્યું છે આજ. આજે તો મેં વસન્તશેણિકાને મારે હાથે જ...(એકદમ મોં દબાવી લે છે.) મેં મારી નાંખી એમ નથી કહેતો હોં. મેં વસન્તશેનાને...હું...હું શું કહેતો હતો, હેં? હા. મરતાં મરતાં ગાતી શાંભળેલી. ના, ના. મરી ગયા પછી ગાતી શાંભળી હતી. એ મોઢું બંધ રાખી, આંખોને કાનમાં શંતાડી દઈને ગાતી હતી.

(ગાય છે.) ]

વીરક: (આવે છે.) જઈ આવ્યો. હા. ત્યાં એક સ્ત્રીનું શરીર હતું.

શ્રેષ્ઠી અને કાયસ્થ: કેમ જાણ્યું કે એ સ્ત્રીનું હતું?

વીરક: કેમ? તેના વાળ, હાથ, પગ વગેરે ઉપરથી.

અધિકરણિક: કેવું આ તે? અવળું ને અવળું નીકળે છે! જેમ જેમ સાવધાનીથી ઊંડા ઊતરીએ છીએ તેમ તેમ સંકટ જ દેખાય છે.

ચારુદત્ત: (સ્વગત.) સંકટ આવે છે ત્યારે એકલાં નથી આવતાં. દરિદ્રતા અને પછી આ આરોપ!

અધિકરણિક: શેઠજી, સાચું કહો.

ચારુદત્ત: અધિકરણિકો! આ દુષ્ટ, પારકાના ગુણોથી દાઝતો, અને બીજાનાં ઊંધાં વાળનાર માણસ જે કહેશે તે સાચું ગણશો? એની જરાકે ય તપાસ નહિ કરો?

અરે વેલ પરથી ફૂલ ચૂંટવું હોય તો પણ એને સહેજ આંચકો લાગે માટે હું ફૂલ નથી ચૂંટતો. તો તે હું શું રડતી કકળતી સ્ત્રીનું ગળું દાબી મારી નાખું?

શકાર: અરે એ ન્યાયમંદિરના કારભારીઓ, આ તે શું તમે પક્ષપાતથી કામ લેવા માગો છો કે આવા અપરાધીને હજી આશને બેશવા દો છો?

ચારુદત્ત: ન્યાયાધીશ, જે કરો તે વિચાર કરીને કરજો.

(આસનેથી ઊતરી નીચે બેસે છે.)

શકાર: (સ્વગત. સહર્ષ નાચતો.) ઠીક થઈ, ઠીક થઈ. મારું પાપ આને માથે ચડી ગયું! હવે તો જ્યાં આ બેઠો હતો ત્યાં હું જઈને બેશી જાઉં. (બેસીને.) એ ચારુદત્ત, જો, જો અમને! કહે હવે કે મેં મારી નાંખી.

ચારુદત્ત: હે અધિકરણિકો! આ દુષ્ટના વચન ઉપર વિશ્વાસ મૂકતા પહેલાં વિચાર કરજો. (સ્વગત.) અરે મૈત્રેય, આ શું થવા બેઠું છે? અરે મારું કુટુંબ! પત્ની! પુત્ર! અરે, મેં આ ગાડીની અદલાબદલીની તપાસ ન કરી તે ઠીક ન થયું. સોનાની ગાડી કરવા મારા રોહસેનને

આપેલા અલંકારો પાછા પહોંચાડવા મૈત્રેયને વસન્તસેનાને ત્યાં મોકલ્યો છે. અને તે ય હજી ના આવ્યો. શું થયું હશે?

(આભરણો સાથે વિદૂષક પ્રવેશે છે.)

મૈત્રેય: અરે, ભાઈએ કહ્યું છે કે વસન્તસેનાને આ એનાં ઘરેણાં પાછાં આપી આવ. જોજે, પાછાં ન લાવતો. ભાઈ, આ તે શી ઉદારતા! કોઈએ ભેટ આપેલી વસ્તુ પણ ઠેલી દેવી. અરે, પણ આ ભાઈના જેવો અવાજ કચેરીમાં ક્યાંથી સંભળાય છે? શું હશે?

(પરિક્રમણ કરીને.)

મૈત્રેય: અરે, ભાઈ અહીં ક્યાંથી? આમ કેમ ઉદાસ ઉદાસ દેખાઓ છો? અહીં કેમ બોલાવ્યા છે તમને?

ચારુદત્ત: ભાઈ, આ લોક કહે છે કે ક્રૂર થઈ એક સ્ત્રીને...

મૈત્રેય: શું, શું?

ચારુદત્ત: (કાનમાં.) એમ, એમ?

મૈત્રેય: કોણ કહે છે એવું?

ચારુદત્ત: (નિશાનીથી શકારને દેખાડે છે.) આ બિચારો મૃત્યુનો હાથો થયો છે ને મારા પર ફરિયાદ માંડી છે.

મૈત્રેય: (બાજુમાં.) પણ એમ કેમ નથી કહી દેતા કે ઘેર ગઈ છે.

ચારુદત્ત: કહ્યું. પણ દશા જ બદલાઈ છે ત્યાં કોઈ માનતું નથી.

મૈત્રેય: અરે સજ્જનો! જે આ નગરશેઠે આ ઉજ્જેણી નગરીમાં પરાં બંધાવ્યાં, વિહાર બંધાવ્યા, વિશ્રામગૃહો રચાવ્યાં, દેવાલય, તળાવ, કૂવા, વાવ, યજ્ઞવેદી રચાવ્યાં, તે દરિદ્ર થયા છે. એટલે શું હવે આ ચપટી ઘરેણાં ખાતર આવું કામ કરે? અરે ઓ કાળમુખા, તું કહે, કહે, મારા સાંભળતાં કહે કે આમણે શું કર્યું. તને ખબર પાડું? અલ્યા, વેલ પરથી જે ફૂલ પણ ચૂંટે નહિ તે શું આવું કામ કરે? કૂટણીના! સાલા, આ એક જ ડંગોરી મારી તારી ખોપરી તોડી નાખું.

શકાર : (સક્રોધ.) શાંભળો, શાંભળો બધા! આ મારી ફરિયાદ તો ચારુદત્ત શામે છે. તે આ કાગડો વચ્ચે શું કરવા આવે છે ને મારું માથું ભાગવાની વાત કરે છે? ઊભો રહે તું ય, બામણા!

(મૈત્રેય લાકડી ઉગામે છે. શકાર મારે છે. વિદૂષક સામી લગાવે છે. અને મારામારીમાં તેની બગલમાંથી ઘરેણાં પડી જાય છે.)

શકાર : (તે લઈ લઈને ભયપૂર્વક.) જુઓ, જુઓ બધા. આ જ તે બિચારીનાં ઘરેણાં. (ચારુદત્તને.) આ ચપટી ઘરેણાં ખાતર જ તેં એને મારી નાખી!

(બધા અમલદારોનાં મોં પડી જાય છે.)

ચારુદત્ત : (બાજુએ મૈત્રેયને.) ભાઈ, આવે ટાણે આ ઘરેણાં. અરેરે, ભાગ્યમાં હવે તો નાશ જ લખાઈ ચૂક્યો.

મૈત્રેય : ભાઈ, સાચેસાચું જ કેમ ના કહી દેવું?

ચારુદત્ત : ભાઈ, રાજાની દૃષ્ટિ જ દુર્બળ હોય છે. એ તત્ત્વ જોઈ શકતી નથી. સાચું કહીશ તોય માત્ર શરમાવાનું છે ને અપકીર્તિભર્યું મૃત્યુ તો થવાનું જ છે.

અધિકરણિક : અરે, અફસોસ! મંગળનો ગ્રહ જોરમાં હોય, ગુરુ નબળો હોય અને તેમાં વળી પાછો આ ધૂમકેતુ જેવો બીજો ગ્રહ ચડી આવ્યો!

શ્રેષ્ઠી અને કાયસ્થ : (ઘરેણાં જોઈને વસન્તસેનાની માતાને.) માજી, આ ઘરેણાં જુઓ, એ જ કે બીજાં?

વૃદ્ધા : (જોઈને.) લાગે છે તો તેવાં, પણ તે તો નહિ જ.

શકાર : એ ડોકરી, તારી જીભ મૂંગી રહી છે પણ આંખોએ તો કહી નાંખ્યું છે.

વૃદ્ધ : આવ્યો મર, કૂતરા!

શ્રેષ્ઠી અને કાયસ્થ : બરાબર તપાસીને કહો, એ જ કે બીજાં? તમારી નજર તો એમાં ઘડી વાર ચોંટી રહી હતી.

વૃદ્ધા: હા. એ તો એની કારીગીરીમાં મારી નજર ચોંટી. પણ આ તો કોક બીજાનં છે.

અધિકરણિક: અરે, કહો કે, તમે આ ઘરેણાં ઓળખો છો?

વૃદ્ધા: કહ્યું ને કે હું નથી જાણુતી! નથી જાણુતી! કદાચ એનો ઘડનાર એક જ હશે.

અધિકરણિક: જુઓ શ્રેષ્ઠી! વસ્તુઓ જુદી જુદી હોય પણ કળા કારીગીરીને લીધે એક સરખી પણ દેખાય.

શ્રેષ્ઠી અને કાયસ્થ: તો પછી આ અલંકારો આર્ય ચારુદત્તના છે ને?

ચારુદત્ત: ના, ના.

શ્રેષ્ઠી અને કાયસ્થ: તો કોના છે?

ચારુદત્ત: આ શ્રીમતીની પુત્રીના.

શ્રેષ્ઠી અને કાયસ્થ: તો એની પાસેથી આ અલગ કેવી રીતે થયા?

ચારુદત્ત: એવી રીતે કે...

શ્રેષ્ઠી અને કાયસ્થ: શેઠજી, સાચું જ કહેજો.

ચારુદત્ત: અલંકારો તે અલંકારો. બીજી કાંઈ મને ઝાઝી ખબર નથી. પણ એ અમારા ઘરમાંથી આવેલા છે એટલી ખબર છે.

શકાર: અરે, પહેલાં બાગમાં જઈને મારી નાખી અને હવે ચાલાકીથી બધું ઢાંકી દેવા માગે છે?

અધિકરણિક: શેઠજી, કૃપા કરી સાચું કહો. નહિ તો ન્યાયની ક્રૂર શિક્ષા તમારા ઉપર ઉતરશે અને અમારા મનોરથો ઉપર પણ.

ચારુદત્ત: આજ સુધી મારા કુળમાં કોઈએ પાપ કર્યું નથી. મારામાંય કદી પાપ પ્રગટયું નથી. અને જો મેં પાપ કર્યું છે એમ કોઈ માને તો પછી મારા જીવ્યાનો શો અર્થ છે? (સ્વગત.) અરે, વસન્તસેના વિનાના જીવનને મારે શું કરવું છે હવે? (પ્રગટ) સાંભળો, વધારે શું કહું?

મને પાપપુણ્યનું તો ભાન નથી, એટલે મેં ક્રૂર બની આ સ્ત્રીરત્ન વસન્તસેનાને – બાકીનું આવડો આ પૂરું કરશે...

શકાર: મારી નાખી. અલ્યા, તું પણ બોલ કે મેં મારી નાખી.

ચારુદત્ત: તેં જ કહ્યું છે ને?

શકાર: શાંભળો, શાંભળો. શજ્જનો! આણે મારી નાખી છે. હવે એ બાબતમાં શંકા નથી. હવે એને મૃત્યુની શિક્ષા થવી જોઇએ.

અધિકરણિક: શોધનક, બાપુ કહે છે તેમ કરો. રક્ષકો, ચારુદત્તને બંધનમાં લો. (કેદ કરે છે.)

વૃદ્ધા: અરે બાપા, દયા રાખો, દયા રાખો! પોતાને ત્યાં મૂકવા આપેલો હાર ચોરાઈ ગયો તેના બદલામાં એમણે સાત સાગરના સાર જેવી રત્નાવલી આપી. તે આ ચારુદત્ત ઘરેણાં ખાતર સ્ત્રીહત્યા કરે? અને જો મારી દીકરીને મારી નાખી હોય, તો ભલે મરી ગઈ. હવે મારા દીર્ઘાયુને જીવતો રાખો. અને બીજું, ફરિયાદ તો અમારા બેની વચ્ચે છે ને? હું ફરિયાદી છું ને કહું છું કે છોડી મૂકો એમને.

શકાર: અરે એ ડોકરી, જા, જા. તારે અહીં શું લાગેવળગે?

અધિકરણિક: આર્યે, જાઓ. તમે જાઓ હવે. રક્ષકો, એમને લઈ જાઓ.

વૃદ્ધા: અરે દીકરા, ઓ બેટા! (રડતી રડતી જાય છે.)

શકાર: (સ્વગત.) ચાલો, એને ય હવે મારો પરચો દેખાડી દીધો. જઉં ત્યારે. (જાય છે.)

અધિકરણિક: શેઠજી, આર્ય ચારુદત્તજી! અમારે તો ન્યાય પ્રમાણે નિર્ણય આપવાનો છે. એનો અમલ તો રાજાના હાથમાં. શોધનક, રાજાજીને પુછાવી મંગાવો કે આ બ્રાહ્મણે પાતક તો કર્યું છે. પણ વિપ્રનો વધ ન કરવો ઘટે એમ મનુનું શાસ્ત્રવચન છે. માટે એમને પોતાની સંપત્તિ સાથે આ દેશમાંથી દેશવટે મોકલો.

શોધનક: જેવી આજ્ઞા. (જઈને પાછો આવીને આંસુ સાથે.) જી, જઈ આવ્યો છું! રાજા પાલક કહે છે કે જે થોડાક અલંકારો ખાતર

જેણે વસન્તસેનાને મારી નાખી, તેને તેજ અલંકારો ગળામાં બાંધીને ઢંઢેરો પીટતાંપીટતાં દક્ષિણના મશાણમાં લઈ જઈ શૂળીએ ચડાવો અને આવું કામ બીજું કોઈ પણ કરશે તો તેને પણ આવીજ સજા થશે એમ જાહેર કરો.

ચારુદત્ત : અરે, શું વિચાર વગરનો છે રાજા પાલક! પણ એમ જ હોય. જ્યાં સલાહકારો એવા હોય ત્યાં આવો જ ન્યાય તોળાય. અરેરે, આવા તો કેટલા યે હજારો નિર્દોષ માણસો માર્યા ગયા હશે? જા ભાઇ મૈત્રેય, જા. મારાં માજીને નમસ્કાર કહેજે, અને મારા પુત્રનું પાલન કરજે.

મૈત્રેય : અરે રામ! મૂળ કપાઈ ગયા પછી કેવી રીતે ઝાડનું પાલન કરૂં ?

ચારુદત્ત : ના, ના. મારો દીકરો એ મારૂં જ રૂપ છે. જેવો મારા પર સ્નેહ રાખ્યો છે તેવો જ એના પર રાખજે.

મૈત્રેય : અરે રે ભાઈ, તમારા વિના મારાથી જ જિવાવાનું નથી!

ચારુદત્ત : ના, ના. એવું ના થાય. મારી કને રોહસેનને ના લઈ આવે?

મૈત્રેય : હા. એ તો કરૂં, ભાઈ.

અધિકરણિક : શોધનક, આ બ્રાહ્મણને લઈ જાઓ.

(શોધનક મૈત્રેયને બહાર લઈ જાય છે.)

અધિકરણિક : અરે કોણ છે અહીં ? ચાણ્ડાલોને હુકમ આપો કે—

(ચારુદત્તને ત્યાં મૂકી બધા જાય છે.)

શોધનક : ચાલો, શેઠજી, આ બાજુ, આ બાજુ.

ચારુદત્ત : અરે, મારા પરના આરોપની તપાસ કરી, ઝેરથી, પાણીથી, કે અગ્નિથી મારી કસોટી કરી હોત અને હું અપરાધી જણાત અને શરીર પર પછી કરવત ફેરવ્યું હોત તોય હું રાજી થાત. પણ હે રાજા, આ મારા એક શત્રુના શબ્દો પર વિશ્વાસ રાખી હું બ્રાહ્મણને તું મારી નંખાવે છે તો તારૂં અને તારા વંશનું કદી કલ્યાણ નહિ થાય.

# અંક સાતમો

(ચારુદત્તને લઈ બે ચાણ્ડાલો પ્રવેશે છે.)

ચાણ્ડાલો : જાવા દેજો, બાપા, જાવા દેજો. ચાલો, ચારુદત્ત, ચાલો. અરે, રસ્તો આપો, રસ્તો.

પહેલો ચાણ્ડાલ : અલ્યા આહીન્ત, જો, જો. આ આખું આકાશ જાણે કે રોવે છે.

બીજો ચાણ્ડાલ : અરે, આ વાત સાંભળીને તો એકે એક જણ રોવે છે. આખી ઉજ્જેણી નગરી રોવે છે.

(ઊભા રહી ઢંઢેરો પીટે છે.)

સાંભળો, સાંભળો, બાપા! આ સાર્થવાહ વિનયદત્તના દીકરાના દીકરા શેઠ ચારુદત્ત છે. એમણે થોડાંક ઘરેણાં ખાતર વસન્તસેના ગણિકાને પુષ્પકરણ્ડક બાગમાં લઈ જઈ ગળે ટૂંપો દઈ મારી નાખી છે. તે રાજા પાલકે હવે એમને શૂળીએ ચડાવવાની સજા કરી છે. જો કોઈ બીજું માણસ પણ આવું લોકવિરુદ્ધ અકરમ કરશે તો તેને પણ રાજા આવી જ સજા ફરમાવશે.

ચારુદત્ત : (કાન ઢાંકીને.) શી દશા ! અરે રે ! એક વાર મારા જે કુટુંબની પરમ નામના હતી તેની આજે આ કેવી અપકીર્તિ થાય છે! હા પ્રિયે, વસન્તસેને !

ચાણ્ડાલો : અરે હટો રે, હટો, બાપા !

ચારુદત્ત : (ચારે બાજુ જોઈ.) અરે, હવે તો એક વારના જે મિત્રો હતા તેય કપડામાં મોં ઢાંકીને આડા ફંટાઈને ચાલ્યા જાય છે. પણ દુર્દશામાં તો કોઈ પાસે ટકતું નથી.

ચાણ્ડાલો : ચાલો. રસ્તો હવે સૂનો થયો. ત્યારે એમને વધનાં કપડાં પહેરાવો.

(પડદા પાછળ.)

ઓ બાપુ ! ઓ ભાઈ !

ચારુદત્ત : (સાંભળીને સકરુણ.) અરે ભાઈ! તારી પાસે એક કૃપા યાચું છું.

ચાણ્ડાલો : અરે, અમારી પાસેથી કૃપા ?

ચારુદત્ત : કાં નહિ ? તમે ચાણ્ડાલ છો પણ કંઈ રાજા પાલક જેવા અવિચારી નથી. મારા પુત્રને મને મળી લેવા ના દો ?

ચાણ્ડાલો : ભલે, ભલે !

(નેપથ્યમાં.)

ઓ બાપુ! ઓ ભાઈ!

(મૈત્રેય દારકને લઈ આવે છે.)

મૈત્રેય : ચાલ ભાઈ, ચાલ જલદી.

દારક : ઓ બાપુ, ઓ બાપુ !

મૈત્રેય : ઓ ભાઈ, ક્યાં છો ?

ચારુદત્ત : (બંનેને જોઈ.) અહીં, અહીં. અરે રામ! હવે થોડી જ ઘડીનો મેળાપ છે. દીકરાને શું આપતો જાઉં ? (શરીર જુએ છે. જનોઈ જોઈને.) હા, મારી પાસે આટલું તો રહ્યું છે. બ્રાહ્મણનું વગર મોતીનું, વગર સોનાનું આ જ એક ભૂષણ છે.

(આપે છે.)

ચાણ્ડાલો : ચાલો શેઠજી, ચાલો.

દારક : અરે, અરે! ચાણ્ડાલો! મારા પિતાજીને ક્યાં લઈ જાઓ છો ?

ચાણ્ડાલો : ભઈલા, અમે ચણ્ડાળના કુળમાં જન્મ્યા તેથી કંઈ ચણ્ડાળ નથી. સાધુપુરુષને જે પીડા આપે છે તે ચણ્ડાળ છે, તે પાપી છે.

દારક: તો શા માટે મારા પિતાજીને તમે મારવા તૈયાર થયા છો ?

ચાણ્ડાલ : દીર્ઘાયુ, બેટા ! રાજાની આજ્ઞા મારે છે, અમે નહિ.

દારક : તો મને મારી નાખો. પિતાજીને તમે છોડી મૂકો,

ચાણ્ડાલ : ઘણું જીવે તું, મારા દીકરા !

ચારુદત્ત : (અશ્રુ સાથે પુત્રને ગળે લગાડી.) અરે, દરિદ્ર કે ધનવાન દરેકને સરખી રીતે મળે તેવું અમૃત તો આ જ છે, આ સ્નેહ. વિના ચન્દનનો આ હૃદયનો લેપ છે.

મૈત્રેય : અરે ભાઈઓ, મારા પ્રિય મિત્રને છોડી મૂકો. મને મારી નાંખો.

ચારુદત્ત : અરે, અરે! (આસપાસ જોઈને સ્વગત.) હવે જાણું છું કે ખરો મિત્ર કોણ છે અને કોણ નથી.

પહેલો ચાણ્ડાલ : હટો રે, બાપા, હટો. શું ભાળો છો? સોનાનો ઘડો દોરડું તૂટી જવાથી કૂવામાં પડી જાય છે આ તો.

બીજો ચાણ્ડાલ : અલ્યા, ફરીથી દાંડી પીટ.

(દાંડી પીટે છે.)

ચારુદત્ત : અરે પ્રભુ, કેવી દુર્દશા! બધું સહન થાય છે પણ આ 'મેં મારી નાખી' એ નથી સાંભળ્યું જતું. અરે, અરે!

(સ્થાવરક પ્રવેશે છે.)

સ્થાવરક : અરે! નિર્દોષ ચારુદત્તને આ લોકો મારવા નીકળી પડ્યા છે! અરે, સાંભળો સાંભળો, ભાઈઓ! આ શ્રીમાને વસન્તસેના નથી મારી નાખી, પણ મારા શેઠ રાજાના સાળાએ ગળે ટૂંપો દઈ મારી નાખી છે.

ચારુદત્ત : અરે, આ કોણ આવ્યું છે? દુકાળમાં વરસાદ પેઠે! જુઓ, સાંભળ્યું તમે? મને મૃત્યુની બીક નથી. મારો યશ બગડે છે તે જ મને વીંધી નાખે છે. વિશુદ્ધ રહીને મારું મૃત્યુ પણ થાય તો એ મને પુત્રજન્મ જેવું લાગશે.

ચાણ્ડાલો : અલ્યા થાવરક, તું સાચું કહે છે?

સ્થાવરક : સાચું, તદ્દન સાચું. હું કોઈને કહી દઉં એટલે શકારે મને અગાસી પર હેડમાં પૂરી રાખ્યો હતો.

(શકાર આવે છે.)

શકાર : (સહર્ષ.) શું ઉડાવ્યું છે આજે તો? શાક, પૂરી, ભજિયાં, શીરો, બાસુદી, એલચી! અરે, આ તો કાંશાની થાળી ખખડતી હોય

તેવો ચાણ્ડાલનો અવાજ શંભળાય છે. પેલા ભિખારવા ચારુદત્તને મારી નાખવા લઈ જતા હશે. ચાલો એ તો જોવા જેવું. શત્રુનો નાશ એ તો મારા હૃદયને પરમ શાંતિ ! અને વળી શાંભળ્યું છે કે જો કોઈ પોતાના શત્રુનું મોત જુએ તો તેને બીજા જન્મમાં આંખનો રોગ ન થાય.

અરે, શી લોકની ઠઠ જામી છે. આવો માણુશ વધ પર જાય છે ને આટલી ઠઠ છે તો અમારા જેવાને વધ પર જવાનું થાય તો કેટલી મોટી ઠઠ જામે ! (સ્થાવરકને જોઈ.) હેં, આવડો આ પણ અહીં છે ? માળાએ કહી દીધું હશે તો !

જવા દો, અરે જવા દો. (સ્થાવરક પાસે જઈ.) બેટા થાવરકા ! ચાલ ઘેર, જઈએ.

સ્થાવરક: અરે જા, અનાર્ય. વસન્તસેનાને મારીને હજી ધરાયો નહિ તે હવે આ પરમ સત્પુરુષ એવા ચારુદત્તને મરાવવા નીકળ્યો છે ?

શકાર: અરે હું, રતનના ઘડા જેવો હું તે અસ્ત્રીને હાથે ય અડાડું ?

સર્વે: અરે તેં જ મારી છે, આર્ય ચારુદત્તે નહિ.

શકાર: કોણ કહે છે એવું ?

સર્વે: (સ્થાવરકને બતાવી.) આ સજ્જન કહે છે.

શકાર: (બાજુએ સભય.) માર્યા, માર્યા. આ કૂતરો છટકી આવ્યો. અને એ તો બધું જાણે છે. એમ કરવા દે. (પ્રકાશ.) અરે આ તો જૂઠું બોલે છે. એણે મારા શોનાની ચોરી કરી હતી એટલે મેં માર્યો હતો. એટલે એમ વેરનો માર્યો બોલે તે શું શાચું ?

(બાજુએ છાની રીતે સ્થાવરકને કડું આપે છે. અને કાનમાં.)

બેટા થાવરક, લે, આ લે અને બોલ્યું ફેરવી નાખ.

સ્થાવરક: (લઈને.) જુઓ રે, જુઓ ! આ ફરી મને સોનાની લાંચ આપે છે.

શકાર: (કડું આંચકી લઈને.) આ જ પેલું મારું ઘરેણું, એ ચોરી ગયો હતો ને મેં માર્યો હતો. અરે જુઓ, વિશ્વાસ ન બેસતો હોય તો એની પીઠ તપાસો.

ચાણ્ડાલો : (જોઈને.) છે તો સાચું. અને નોકરને શેઠ મારે ત્યારે બધું ય બોલે પછી !

સ્થાવરક : અરે ભગવાન ! દાસપણું તે આ કહેવાય, કે સાચું બોલો તો ય કોઈ ન માને. શેઠજી, આટલું જ મારું ગજું, બાપજી !

(પગે પડે છે.)

ચારુદત્ત : (સકરુણ.) ઊઠ, ભાઈ, ઊઠ ! તારો શો વાંક એમાં ? દૈવ વાંકું હોય પછી બીજું શું ? તેં તો બાપ, મારે માટે બહુ કર્યું ! આટલો નિસ્વાર્થ સ્નેહ !

ચાણ્ડાલો : અરે આ નોકરડાને મારીને હાંકી કાઢો !

શકાર : મર રે ! (સ્થાવરકને હાંકી કઢાવે છે.) અરે ચાણ્ડાલો, હવે શેની વાર કરો છો. મારી નાખો એને.

ચાણ્ડાલો : ઉતાવળ હોય તો તું જ જાતે મારી નાખ !

દારક રોહસેન : અરે ભાઈઓ, મને મારી નાખો, પણ પિતાજીને છોડી મૂકો !

શકાર : અરે એમ છે ? તો બાપદીકરાને બેય ને મારી નાખો.

ચારુદત્ત : આ મૂરખ બધું ય કરાવશે. જા બેટા, તારી માતા પાસે જા.

રોહસન : જઈને શું કરું ?

ચારુદત્ત : જઈને માને લઈને તમે વનમાં આશ્રમમાં જજો, કે બાપને લીધે તમારે ય સંસારમાં આવી દશા ભોગવવી ના પડે. ભાઈ મૈત્રેય, લઈ જા એને.

મૈત્રેય : અરે ભાઈ ! તું જાણે છે કે તારા વિના મારાથી નહિ જિવાય !

ચારુદત્ત : ના ભાઈ, તારું જીવન તો તારા હાથમાં જ છે. એમ કાંઈ પ્રાણ ત્યાગ ન કરાય.

મૈત્રેય : (સ્વગત.) છે તો ખરું. પણ મિત્ર વિના કેવી રીતે પ્રાણ ટકી શકશે ? તે આ બ્રાહ્મણીને છોકરો આપી હું તો મિત્રની પાછળ જ સ્વર્ગે જઈશ. (પ્રગટ.) ભાઈ, આને હમણાં જ લઈ જઉં છું.

(તેને ભેટે છે ને પગે પડે છે. દારક પણ રડતો પગે પડે છે.)

શકાર : અલ્યા એ, મેં કહ્યું તે શાંભળ્યું કે નહિ કે ચારુદત્ત અને તેનો છોકરો, બેય ને મારી નાખો.

(ચારુદત્ત બીએ છે.)

ચાણ્ડાલો : એવો રાજાનો હુકમ નથી કે બેય ને મારવા. જતો રહે છોકરા, જતો રહે. (બહાર કઢાવે છે.)

ચાલો આ ત્રીજું ચકલું આવ્યું: દાંડી પીટો, દાંડી પીટો.

(દાંડી પીટાય છે ફરીથી.)

શકાર : અરે મારી નાખો ચારુદત્તને.

ચાણ્ડાલો : શેઠજી, હૈયે હામ છે ને?

ચારુદત્ત : મને તો હામ જ છે, ભાઈ! મને મરણની બીક નથી. બીક તો મારો યશ બગડે છે તેની છે. મારું નામ નિષ્કલંક રહે અને મરવું પડે તો એ તો મને પુત્રના જન્મ જેવું મધુર લાગે.

ચાણ્ડાલ : આર્ય ચારુદત્ત! આકાશમાં રહેતા સૂરજચંદરને પણ આફત તો આવે છે. તો માણસને માથેય આવે. દરેકનું મોત તો છે ને છે જ ભાઈ! અરે આ ચોથું ચકલું આવ્યું. ફરીથી દાંડી પીટો.

(વસન્તસેના અને ભિક્ષુ ઉતાવળે પ્રવેશે છે.)

ભિક્ષુ : ઉપાસિકે, કયાં જઈશું ?

વસન્તસેના : શેઠજીને ઘેર જ જઈએ. એ ચંદ્રના દર્શનથી મને આનંદ થશે.

ભિક્ષુ : ચાલો આ રાજમાર્ગે થઈને જઈએ. અરે, આ મોટો કોલાહલ શેનો હશે ?

વસન્તસેના : (આગળ જોઈને.) અરે, કેટલું મોટું ટોળું છે! જુઓને શું છે? આખી ઉજ્જેણી ભેગી થઈ લાગે છે!

(ઘોષણા સંભળાય છે.)

ભિક્ષુ : (સાંભળીને ઉતાવળે.) ઉપાસિકે, તમને ચારુદત્તે મારી નાખ્યાં છે એમ જણાવી એ લોકો ચારુદત્તને મારી નાખવા લઈ જાય છે.

વસન્તસેના : ઓ માડી રે ! અરે હું અભાગણીને લીધે...ચાલ ભાઈ, ચાલ જલદી એમની કને પહોંચી જઈએ.

ભિક્ષુ : ચાલો, ચાલો ! (ટોળામાં ઘૂસે છે.) જવા દેજો, અરે, જવા દેજો.

ભિક્ષુ અને વસન્તસેના : અરે, થોભો થોભો !

વસન્તસેના : અરે, હું આ અભાગણી વસન્તસેના તો જીવું છું.

ચાણ્ડાલ : (જોઈને.) આ કોણ 'થોભો થોભો' કરે છે ?

વસન્તસેના : આર્ય ચારુદત્ત, આ શું ? (તેની છાતી ઉપર ઢળી પડે છે.)

ભિક્ષુ : આર્ય ચારુદત્ત, આ શું ? (પગમાં પડે છે.)

ચાણ્ડાલ : (સભય પાસે આવી.) શું, વસન્તસેના ?

ભિક્ષુ : (ઊઠીને.) ચારુદત્ત જીવતા છે.

ચાણ્ડાલ : સો વર્ષ જીવશે.

વસન્તસેના : (સહર્ષ.) હા, હવે જીવમાં જીવ આવ્યો.

ચાણ્ડાલ : ચાલો ત્યારે, આ ખબર યજ્ઞશાળામાં રાજાજીને પહોંચાડીએ.

(જવા કરે છે.)

શકાર : (વસન્તસેનાને જોઈ સત્રાસ.) માર્યા ! આને કોણે જીવતી કરી ? મરી ગયા હવે તો. નાશવા દે બાપ !

(નાસવા જાય છે.)

ચાણ્ડાલ : (પાસે આવીને.) અરે, રાજાજીની આજ્ઞા તો એવી છે કે જેણે વસન્તસેનાને મારી હોય તેને મારી નાખો. તો ચાલો રાજાજીના સાળાને જ પકડી લાવીએ.

(બંને જાય છે.)

ચારુદત્ત : (સવિસ્મય.) અરે, આ મૃત્યુના મોંમાંથી મને કોણે બચાવી લીધો ? (આસપાસ જોઈ.) હેં, આ તે શું બીજી વસન્તસેના છે કે તે જ સ્વર્ગમાંથી પાછી આવી છે ? કે વસન્તસેના જેવી જ કોક

બીજી રમણી છે?

વસન્તસેના : ( ઊઠીને અશ્રુ સાથે પગે પડતી. ) આર્ય ચારુદત્ત, એ જ હું અભાગણી છું. જેને લીધે તમારી આ દશા થઈ, તે જ હું પાપિણી !

( નેપથ્યમાં. )

અચરજ ! અચરજ ! વસન્તસેના જીવે છે, જીવે છે ! ( બધા બોલે છે. )

ચારુદત્ત : ( સાંભળીને એકદમ ઊઠીને સ્પર્શસુખ અનુભવતો અર્ધી મીંચેલી આંખોએ ગદ્‌ગદિત કંઠે. ) તું જ વસન્તસેના ?

વસન્તસેના : હા, હું જ તે અભાગિની !

ચારુદત્ત : ( તેને અવલોકતો, સહર્ષ. ) હા, વસન્તસેના જ છે. (સાનન્દ.) ઓ ! આ મરેલાને જિવાડનારી જાણે સંજીવની ! પ્રિય ! તારે માટે જ આ દેહ હું છોડી દેવાનો હતો, તે તેં જ મને છોડાવ્યો. અરે, અને જો, જો ! આ મૃત્યુ વખતનાં લાલ વસ્ત્ર, આ માળા, એ હવે તું આવી એટલે જાણે વિવાહના જ શણગાર થઈ ગયા. આ મૃત્યુનો ઢોલ તે પણ હવે વિવાહનો થઈ ગયો !

વસન્તસેના : પ્રિય ! પ્રિય ! આ તો તમારી ઉદારતા બોલાવે છે.

ચારુદત્ત : પ્રિયે, તને મારી તો મેં જ નાખી હો !

વસન્તસેના : ( કાન ઢાંકીને. ) અરે રામ, એવું મા બોલો ! એ તો પેલા રાજાના સાળાએ મને મારી નાખી.

ચારુદત્ત : ( ભિક્ષુને જોઈ. ) આ કોણ છે ?

વસન્તસેના : પેલા દુષ્ટે મને મારી નાખી, આ સજ્જને મને જિવાડી.

ચારુદત્ત : અહો, કોણ છો તમે, ભાઈ ?

ભિક્ષુ : શેઠ, મને ભૂલી ગયા છો ? હું જ આપનો ચંપી કરનાર સંવાહક. જુગારીઓના હાથમાં એક દહાડો સપડાઈ ગયેલો તે આ વસન્તબાઈએ મને છોડાવ્યો. અને તે દીનો પછી હું શાક્ય શ્રમણક થઈ ગયો છું. બાગમાં હું ગયો હતો ત્યાં એમને મરેલાં પડેલાં મેં ભાળ્યાં.

(નેપથ્યમાં કોલાહલ થાય છે. 'જય શંકર.' 'જય શંકર.' 'જય કાર્તિકેય.' 'જય કાર્તિકેય.' 'જય આર્યક.' 'જય આર્યક.' 'પાલકનો નાશ થાઓ.' 'આર્યક નો જય થાઓ.' ઇત્યાદિ અવાજો.)

શર્વિલક : (વેગથી પ્રવેશ કરીને.) ક્યાં છે ચારુદત્ત? એ મહાન સજ્જન ક્યાં છે? અરે બિચારા ! ચાલો, આપણો ભાગ્યપલટો થયો છે. પાલક ગયો. ખલાસ કર્યો અમે એને. અમારા આર્યકને રાજા કર્યો! રાજ્ય પલટાયું ! હવે અમારા ચારુદત્ત આપત્તિમાં રહે? અહો ! શી મેદની જામી છે. (જલદીથી ટોળામાં પેસતો.)

આર્યકનો જય થાઓ. આર્યકનો જય થાઓ. હટો ! હટો ! (ચારુદત્તની પાસે જતો.) જીવે છે, જીવે છે ચારુદત્ત. અને વસન્તસેના ય જીવે છે. અમારા સ્વામીના મનોરથ પ્રભુ પાર પાડશે. અરે, પણ મને પેલી ચોરી યાદ આવે છે ને એમની પાસે જતાં સંકોચ થાય છે. ના, ના. પણ નમ્ર તો બધે જ શોભે. (હાથ જોડી ચારુદત્ત પાસે જઈ.) આર્ય ચારુદત્ત!

ચારુદત્ત : કોણ છો આપ?

શર્વિલક : આપનું ઘર ફોચી અલંકાર ચોરી જનાર ચોર. તમારે શરણે આવ્યો છું.

ચારુદત્ત: ના રે ના, મિત્ર ! તે તો તમારી કૃપા હતી ! (ગળે ભેટે છે.)

શર્વિલક : બીજા વર્તમાન ! પાલક રાજા મરાયો.

ચારુદત્ત: હેં? કેવી રીતે?

શર્વિલક: યજ્ઞશાળામાં એ બેઠો હતો ત્યાં આપણા મહાન આર્યકે જઈને તેને યજ્ઞના પશુની પેઠે વધેરી નાખ્યો.

ચારુદત્ત: મારી નાખ્યો? હં? કોણે?

શર્વિલક : હા, કેમ, આર્યક, આપની ગાડીમાં બેસીને જે નાસી છૂટ્યા હતા તેમણે. ભર યજ્ઞમાં તેને વધેરી નાખ્યો.

ચારુદત્ત : હા, હા, આર્યક ! તમે જ તેમને કારાગૃહમાંથી છોડાવ્યા હતા ને ?

શર્વિલક : હા જી !

ચારુદત્ત : ધન્ય ધન્ય ! કેટલું ઉત્તમ ! કેટલું પ્રિય !

શર્વિલક : રાજ્યનો કાબુ મળતાં જ આપના એ રાજમિત્ર આપને કુશાવતીનું રાજ્ય અર્પણ કરે છે. મિત્રની આ પહેલી ભેટ સ્વીકારશો. (ફરીને.) અને અરે, એ...પાલકના પેલા પાપી દુષ્ટ સાળાને પકડી લાવો.

(નેપથ્યમાંથી :
'એ પકડી લાવીએ મહારાજ !')

શર્વિલક : વળી આર્યક રાજાએ વિનંતી કરી છે કે, આ તો આપના જ ગુણથી રાજ્ય મળ્યું છે. માટે એ આપનું જ સમજશો. અને આપણે સાથે મળીને જ તેનું સંચાલન કરીશું.

ચારુદત્ત : મારા ગુણોથી રાજ્ય મળ્યું ? મારાથી તો નથી મનાતું. ભલે !

(નેપથ્યમાં.)

આવ રે સાલા, રાજાના સાળા, આવ તું આવ. તારા કરમનાં ફળ હવે સાંખી લે.

(રક્ષકોથી પકડાયેલો પીઠ પાછળ બાંધેલા હાથવાળો શકાર આવે છે.)

શકાર : બાપરે ! ગળાનું ગાળિયું તોડી ગધેડાની પેઠ દૂર દૂર ભાગી તો ગયો પણ આ મને પાછો કૂતરાની પેઠે આ લોક પકડી લાવ્યા ! (બધી બાજુએ જોઈ.) ભોગ મળ્યા. બધી ય બાજુથી આ રાજાના શાળાજી ઘેરાઈ ગયા છે. હવે મારું શરણ કોણ ? (વિચારીને.) બીજું શું ? એ શરણવત્સલ મહા પુરુષ ચારુદત્તને જ શરણે જાઉં. (પાસે જઈને.) આર્ય ચારુદત્ત ! મને બચાવો, બચાવો. (પગે પડે છે.)

(નેપથ્યમાંથી અવાજ.)

ચારુદત્ત! શેઠજી! છોડો છોડો. એ પાપીને પૂરો કરીએ. એને મારી નાખો, શકારને મારી નાખો! એ ગોઝારાને, પાપીને મારી નાખો. શકારનો નાશ થાઓ.

શકાર: (ચારુદત્તને.) હે અશરણના શરણ, બચાવો, તમારે શરણે છું.

ચારુદત્ત: (દયાપૂર્વક.) અરે અરે! શરણાગતને અભય જ છે.

શર્વિલક: (ગુસ્સે થઈને.) અરે, હઠાવો એ કૂતરાને અહીંથી. (ચારુદત્તને.) કહો આ નીચનું શું કરીશું? એને જકડીને બાંધી રસ્તા પર ઢસડતો લઈ જઈએ અને કૂતરાંને નાખી દઈએ. કહો તો શૂળીએ ચડાવી દઈએ, કહો તો કરવતથી વહેરી નાખીએ.

ચારુદત્ત: શું, હું કહું તે જરૂર થશે?

શર્વિલક: જરૂર, જરૂર. એમાં સંદેહ શો?

શકાર: હે મહાત્મા ચારુદત્ત! તમારે શરણે છું. મને બચાવો. તમને શોભે તેવું કરજો. હવે આવું આચરણ નહિ કરું.

(નેપથ્યમાંથી અવાજ.)

અરે, મારો, મારો સાલાને. હજી જીવતો છે કૂતરો? મારી નાખો, પૂરો કરો, કાપી નાખો.

(વસન્તસેના ચારુદત્તના કંઠમાંથી વધ્યમાલા કાઢી શકારની ઉપર નાખે છે.)

શકાર: અરે ઓ રમણી, દયા રાખ, દયા રાખ! હવે તને ફરી નહિ મારી નાખું. બચાવ, બચાવ.

શર્વિલક: અરે, અરે! આને કેમ કોઈ લઈ જતું નથી? કહો, ચારુદત્તજી! આ નીચનું શું કરવું છે?

ચારુદત્ત: શું, હું કહીશ તે થશે જ?

શર્વિલક: થશે જ.

ચારુદત્ત : સાચ્ચે જ ?

શર્વિલક : સાચ્ચે જ.

ચારુદત્ત : એમ છે તો એને જલદી...

શર્વિલક : મારી નાખીએ?

ચારુદત્ત : ના, ના. છોડી મૂકો.

શર્વિલક : શા માટે ?

ચારુદત્ત : શત્રુ હોય, ગુન્હો કર્યો હોય પણ શરણે આવે તો તેને શસ્ત્રથી ન મારવો જોઈએ.

શર્વિલક : સમજ્યા. કૂતરાંને ખવાડી દઈએ ત્યારે?

ચારુદત્ત : ના રે, એને ઉપકારથી મારી નાખવો જોઈએ.

શર્વિલક : આપ તો મૂંઝવી નાખો છો. બહુ આશ્ચર્યની વાત કહો છો. શું કરીએ? બોલો.

ચારુદત્ત : કાં? છોડી મૂકો!

શર્વિલક : ભલે, છોડી મૂકો. જા, અરે કૂતરા, નસીબનો બળિયો તે બચ્યો તું !

શકાર : ઓ! જીવતા રહ્યા બાપ ! (પગે લાગતો રક્ષકો સાથે બહાર જાય છે.)

(નેપથ્યમાં કોલાહલ. અવાજ.)

અરે રે! અરે રે ! આ શું થાય છે! આર્ય ચારુદત્તનાં પત્ની ચિતા સળગાવી બળી મરવા જાય છે. આંખમાં આંસુ છે! દીકરો વળગતો આવે છે તેને ઠેલતાં જાય છે! અરે કોઈ વારો, વારો એમને. આ ચારુદત્ત તો જીવતા છે.

(દારકનો અવાજ.) અરે, મારા પિતાજી જીવે છે! ઓ મા, પિતાજી જીવે છે!

(મૈત્રેયનો અવાજ.) અરે ગૃહરાણી ! મારા મિત્ર તો જીવે છે. તમે જ જિવાડ્યા ! તમારા સતીત્વના પ્રભાવે જીવ્યા ! ધન્ય છે સતી. લો ચાલો હવે, ચાલો, ભાઈ પાસે જલદી ચાલો. અલ્યા બટુકડા, તું તો માળો જબરો. હરણાની પેઠે ઠેકતો ભાગ્યો !

(રોહસેન ઠેકડા ભરતો આવે છે.)

રોહસેન : ક્યાં છે, ક્યાં છે મારા બાપા ?

(દોડીને પિતાની બાથમાં જઈ પડે છે.)

ચારુદત્ત : આવ દીકરા, મારા જીવ ! (ઉપાડી લે છે ને માથું સૂંઘે છે.)

(મૈત્રેય પ્રવેશે છે.)

મૈત્રેય : ખરો ભાઈ, સતીનો પ્રભાવ ખરો ! ખરેખર સગી આંખે પાછો મિત્ર જોવાને મળ્યો ! (ચારુદત્તની પાસે આવી.) ભાઈ, ભાઈ !

(ભેટી પડે છે. રુવે છે.)

ચારુદત્ત : (તેને થાબડતો.) મારા એકના એક, હૃદયના વિરામ! આ શું? આ તો આનંદનો પ્રસંગ છે.

મૈત્રેય : આ આંસુ ય આનંદનાં છે.

ચારુદત્ત : આર્યા ક્યાં, ભાઈ?

મૈત્રેય : આવે છે. ધીરે ધીરે.

(રદનિકા પ્રવેશે છે.)

ચારુદત્ત અને મૈત્રેય : (સાથે.) ક્યાં છે આર્યા ?

રદનિકા : થાકી ગયાં છે. તે રસ્તામાં જ બેસી પડ્યાં છે.

વસન્તસેના : (ઉત્સુક થઈ.) લાવો, હું એમની પાસે જઉં.

રદનિકા : ના, ના. આર્યાએ કહેડાવ્યું છે કે મારી ચિંતા ના કરશો. આ સુખનો પ્રસંગ મિત્રો સાથે મળીને ઊજવો.

શર્વિલક : મિત્ર, પ્રભુની કૃપા લાગે છે. આપણાં પ્રિય જનો બધાં જીવતાં છે, સુખી છે.

ચારુદત્ત : તમારા સૌની કૃપાથી.

શર્વિલક : હવે એક વર્તમાન આપવાના બાકી છે.

(બધાં ઉત્સુક થાય છે.

ચારુદત્ત અને વસન્તસેના : શું?

શર્વિલક : પ્રસન્ન બનીને આર્યક રાજાએ આર્યા વસન્તસેનાને કહેવડાવ્યું છે કે, મારા પર ખરો ઉપકાર તો આપનો છે. આપને માટેની ગાડીમાં ચડી બેસી હું તો છૂટી નાઠો, પણ આપને મેં મહા કષ્ટમાં નાખ્યાં એનું ઋણ તો હું કદી ફેડી શકવાનો નથી. પણ આપનો મારા મિત્ર તરફનો અનન્ય પ્રેમ આખી ઉજ્જેણી જાણે છે. તમે ઉજ્જેણીની નગરલક્ષ્મી તો છો જ. પણ હવેથી તમને ચારુદત્તનાં ગૃહલક્ષ્મી પણ ગણીશું. તમે હવે અમારા મિત્રનાં વધૂ છો!

વસન્તસેના : એ આપણા રાજાને મારા ઝાઝા કરીને પ્રણામ કહેજો.

શર્વિલક : જરૂર કહીશું!

વસન્તસેના : અને રદનિકા! જા ધૂતા બાની હજી મારે આજ્ઞા મેળવવાની છે. એમને કહે કે તમારી દાસી થઈ આવું છું, બેન, મને જો આર્યપુત્રની સેવામાં રહેવા દો તો.

રદનિકા : ના, ના, વસન્તબા, એ તો એમણે ક્યારનું ય કહેવડાવ્યું છે કે ભલે આવી બા, તું તો મારી નાની બેન છે! આવ બા, ઘર તારું જ છે.

મૈત્રેય : ભાઈ, લો બધું પતી ગયું! હવે તો ચાલો જલદી ઘેર, લાપસીનું આંધણ મૂકો. આ બ્રેમણના પેટમાં સાત જન્મની ભૂખ ભેગી થઈ છે. તે કળશી લાપસી તો તમારે રાંધવી જ પડશે.

વસન્તસેના : ભલે ભટજી! તમને લાપસીમાં દાટીશું અને ઘીમાં નવાડીશું, અને શાકથી શણગારીશું!

મૈત્રેય : અમારે તો એમ જ જોઈએ! ચાલો, ભાઈ! આખા જનમની વેદના સફળ થઈ! એ ઉજાગરા, ને એ લાંઘણો. પ્રભુ ય

દેવાવાળો છે. ચાલો આજે તો આખી ઉજેણી જમાડવી છે. ભાઈ, આ ભેમણને આજે ઘીવાળું ભોજન મળે છે એના ઉત્સવમાં જ આખી ઉજેણીને ઉજાણી કરાવવી છે મારે તો!

શર્વિલક: હા, હા. આજે તો આખી ઉજેણીને જમાડશું, અને દીવાળી કરીશું.

ચારુદત્ત: મિત્ર, જાઓ, બધી તૈયારી કરો. શર્વિલક, આપણે રાજાજીને મળવા જઈએ.

શર્વિલક: હા. પણ, આપણા આ મિત્રોને આ આનંદના પ્રસંગે શું આપીશું? આ પરમ ભિક્ષુ, આ ચન્દનક, આ સ્થાવરક...

ભિક્ષુ: મારે શું જોઈએ? હું તો સાધુ છું.

ચારુદત્ત: નહિ, નહિ. એમને બધા વિહારોનો અધિપતિ કરો.

ભિક્ષુ: શાક્ય પ્રભુના ધર્મનો જય થાઓ.

ચારુદત્ત: સ્થાવરક વગેરેને દાસપણામાંથી મુક્ત કરો. ચન્દનકને મહા દણ્ડપાલક બનાવો.

શર્વિલક: ભલે ભલે!

(નેપથ્યમાંથી 'મહારાજા આર્યકને જય હો.' ત્રણેક વાર પોકારાય છે આર્યક થોડા સેવકો સાથે પ્રવેશ કરે છે.)

ચારુદત્ત: (મિત્રને લેવા આગળ વધે છે.) અહો, અહો, મિત્ર!

આર્યક: અરે પ્રિય, પ્રિય મિત્ર! (બંને ભેટે છે.)

ચારુદત્ત: આપ અહીં આવ્યા? અમે જ આપની પાસે આવત હતા.

આર્યક: હું કેમ ન આવું? હું ક્યાં રાજા છું? હું તો આપનો સેવક છું. મારાથી તમને મળ્યા વિના ન રહેવાયું અને નીકળી આવ્યો (વસન્તસેના તરફ ફરી.) નમસ્કાર! દેવી!

વસન્તસેના: ઘણું જીવો! (આશીર્વાદ આપે છે.)

આર્યક : તમારા આશીર્વાદથી બધું ઇષ્ટ મળશે. (ચારુદત્ત પ્રતિ.) ત્યારે મિત્ર, હવે આપણે નવી રાજ્યવ્યવસ્થા ગોઠવીએ.

ચારુદત્ત : હા, એમ જ થવું જોઈએ. હવે આપણે ત્યાં ઉદ્ધત સત્તાનું શાસન નહિ હોય. કદી ન્યાયનો વધ થશે નહિ. દુરાચારનો અને ત્રાસનો નાશ થશે. રાજ્યના પ્રત્યેક જનને દૂધ, ઘી અને ખાવાને અન્ન મળી રહેશે. પૃથ્વી ફળદ્રુપ બનશે, પશુધન સમૃદ્ધ થશે, લક્ષ્મીની વૃદ્ધિ થશે, ધર્મ અને કલ્યાણની સ્થાપના થશે. પ્રત્યેક માનવજીવ હવે સંતુષ્ટ અને સુખી થશે.

આર્યક : મિત્ર, સાચું જ કહો છો. એમ જ થશે.

(સૌ જાય છે.)

"...આવી રીતની ઊભરાતી જનસૃષ્ટિ; તેના નીચલામાં નીચલા થરથી માંડી ઊંચામાં ઊંચા થર સુધીમાં વ્યાપેલા જી[illegible]ની કેટલીક ગહન ઊર્મિઓ; ત્યાગ, સમર્પણ, ઉદા[illegible], [illegible]નુભાવિતાના ગુણોમાં વહેતી માનવહૃદયની [illegible] સમૃદ્ધિ તેમજ હતાશા, દારિદ્રય, દીનતા, કટુતા, કુટિલતા અને [illegible] પંકિલ થરોમાં વહી જતાં [illegible] આ નાટકની અસામાન્ય અને અનુ[illegible] માણસના હૃદયની સાથે રહીને [illegible]નાથી [illegible] ઊડતું જીવન [illegible] પંકમાંથી વસન્તસેના [illegible] પ્રત્યે મુગ્ધ બની, દારિદ્ર[illegible] પ્રેમથી [illegible]તી મહામૂલો 'વધૂ [illegible] [illegible] બીજાં ઘણાં તત્ત્વો [illegible] જગતના [illegible]હિત્યમાં નામાંકિત કરવામાં કારણરૂપ છે.

"...વસન્તસેનાના [illegible] પ્રથમ અભિસારથી [illegible] અભિસાર સુધીની ઘટ[illegible] સૂક્ષ્મ કળાકારની સ[illegible] છે. આ બધા-માંથી [illegible] થાય જ છે. એ આકાર શ[illegible] ભલે ન હોય છતાં તેને એ[illegible] છે જ. અને એ જ[illegible] જતાં જે ધાતુમાંથી તે[illegible] એમાં શંકા નથી. અને [illegible] તન સમૃદ્ધિ છે. સૈકાંઓ[illegible] લોકપ્રિય કૃતિ બની રહ્યું [illegible] પશ્ચિમનું [illegible] પિછાનતું થયું ત્યારથી આ કૃતિની વિશેષતા [illegible] સવિશેષ મુગ્ધ રહેલું છે. આજનું સુશિક્ષિત હિંદ પણ એની કદર ઓછી નથી કરતું."